

# ઓખાહરણ

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨

'સસ્તું સાહિત્ય' એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય



મહાકવિ પ્રેમાનંદકૃત

# ઓખાહરણ

[ સચિત્ર ]



સંપાદક :

શ્રી મણિલાલ પ્રભાશંકર વ્યાસ





ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

ઠે. ભદ્ર પાસે, અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨



રૂા. ૨–૫૦

સંવત ૨૦૩૨ :: :: ઈ. સ. ૧૯૭૬




| આવૃત્તિ | સને | પ્રત |
|---|---|---|
| ૧ લી | ૧૯૪૭ | ૫૫૦૦ |
| ૨ જી | ૧૯૫૨ | ૩૫૦૦ |
| ૩ જી | ૧૯૫૭ | ૧૫૦૦ |
| ૪ થી | ૧૯૬૧ | ૨૫૦૦ |
| ૫ મી | ૧૯૬૬ | ૨૫૦૦ |
| ૬ ઠ્ઠી | ૧૯૭૨ | ૨૫૦૦ |
| ૭ મી | ૧૯૭૬ | ૨૫૦૦ |




મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ ક. ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, ભદ્ર : અમદાવાદ

# નિવેદન

આ પુસ્તકની પુનર્મુદ્રણરૂપે આ સાતમી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

આપણા પ્રાચીન કવિઓમાં પ્રેમાનંદનું સ્થાન મોખરે છે. એમણે રચેલાં સુદામા-ચરિત્ર' અને આ 'ઓખાહરણ' તો ઘણાં લોકપ્રિય થયેલાં છે.

ગુજરાતના પ્રાચીન કવિઓની ઉપકારક વાણી જનતામાં એક યા બીજા પ્રકારે પ્રચલિત છે, તે લુપ્ત ન થાય એ ઇચ્છવાયોગ્ય હોવાથી આ સંસ્થા તરફથી ગિરધરકૃત રામાયણ, અખાની વાણી, પ્રીતમદાસની વાણી, છોટમની વાણી, શામળના છપ્પા તેમ જ જુદા જુદા સંત—કવિઓનાં પદો—ભજનોના સંગ્રહો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

'ઓખાહરણ' જનસમૂહમાં સૌથી વધારે પ્રચલિત અને લોકપ્રિય હોઈને અત્યાર સુધી તેની અનેક હાથે અનેક આવૃત્તિઓ નાના—મોટા અક્ષરોમાં નીકળતી આવી છે.

'ઓખાહરણ'ની શુદ્ધ આવૃત્તિ કવિ પ્રેમાનંદનાં કાવ્યોના આજ સુધી પ્રગટ થયેલા જુદા જુદા સંગ્રહો મેળવી શ્રી મણિલાલ પ્રભાશંકર વ્યાસે નિષ્કામ ભાવે તૈયાર કરી આપેલી છે, તે માટે તેમનો અહીં આભાર માનવામાં આવે છે.

પ્રેમાનંદકૃત 'સુદામાચરિત્ર' તથા 'નળાખ્યાન' પણ આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલ છે. અને તેની ઘણી આવૃત્તિઓ થયેલી છે.

આ પછીનાં પાનાંમાં 'ગુર્જર મહાકવિ પ્રેમાનંદ : ઘરઘરનો કવિ' એ નામનો અભ્યાસપૂર્ણ લેખ આપ્યો છે, તે તરફ વાચકબંધુઓનું ધ્યાન દોરવામાં આવે છે.

વલ્લભવિદ્યાનગર
તા. ૫-૫-'૭૬

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
**એચ. એમ. પટેલ** (પ્રમુખ)

# સંપાદકનું સ્વલ્પ કથન

[ આગલી આવૃત્તિમાંથી ]

'સસ્તું સાહિત્ય' માં હું હતો ત્યારે પ્રાચીન કવિઓની વિવિધ કૃતિઓની સંશુદ્ધ આવૃત્તિઓની એક ગ્રંથમાળા પ્રકટ કરવાનું સદ્‌ગત સ્વામીશ્રી અખંડાનંદજીએ હાથ ધર્યું હતું. તે માળા દ્વારા ગુજરાતના પ્રાચીન કવિ પ્રીતમની વાણી, છોટમની વાણી, અખાની વાણી વગેરે પ્રસિદ્ધ થયાં હતાં અને લોકસમૂહમાં ગવાતું અને હોંશભેર ઘેરઘેર વંચાતું એવું ગિરધરકૃત રામાયણ એ તો એ દિશાનું એક વિશિષ્ટ પ્રકાશન હતું.

એ વાતને આજે વર્ષો વીતી ગયાં છે. સ્વામીજી વિદેહ થયા અને એમની પાછળ એઓશ્રીના અનુગામી ટ્રસ્ટી મંડળના પ્રમુખ શ્રી મનુ સુબેદારે સ્વામીશ્રીએ ચિરંજીવ રાખેલો એ સાહિત્યયજ્ઞ એ જ ધગશપૂર્વક ચાલુ રાખ્યો છે.

ઉપર્યુકત લોકકવિઓની વાણીમાં એ સંતકવિઓનાં ભજનો, આધ્યાત્મિક પદો અને ધાર્મિક આખ્યાનો હતાં. પરંતુ દરરોજ રાત્રે અને વર્ષાઋતુના ચાર માસ તો ખાસ કરીને વંચાતાં, રાગરાગણીવાળાં મહાભારત પણ પ્રસિદ્ધ થાય એવી મારી વર્ષો થયાં મન :- કામના હતી, ત્યાર પછી તો વર્ષો થયાં ગિરધરકૃત રામાયણ મળતું પણ બંધ થયું હતું.

ગ્રામજનતા જેમ જેમ છપાયેલાં અશુદ્ધ એવાં રામાયણ, મહાભારત ઉપલાં પુસ્તકોના અભાવે વાંચતી થઈ હતી અને એ જોઈ આ લખનાર કંઈક ખટકો અનુભવતો હતો. એકવાર શ્રી. સુબેદારની મુલાકાત થતાં તેઓશ્રીએ કંઈક સૂચવવા જણાવ્યું અને મારા મોઢેથી નીકળી ગયું :

'ગિરધરકૃત રામાયણ જે લોકોમાં અતિ આદરથી વંચાય છે તેની સંસ્થાએ પ્રકટ કરેલી આવૃત્તિ મળતી નથી. તે પ્રસિદ્ધ થાય તો લોકોને એક સંશુદ્ધ આવૃત્તિ ફરીવાર વાંચવા મળે.' અને તેઓશ્રીએ એ છપાવી પ્રકટ કરી. પરિણામે આજે ગ્રામજનતાને એ રામાયણ ઉપલબ્ધ થયું છે.

ફરી એકવાર મુલાકાત થતાં વળી પાછો એ જ પ્રશ્ન પુછાયો અને વર્ષો થયાં વિચારતો હતો તે—ચૈત્ર માસનો ઘરઘરનો ગ્રંથ બની રહેલ—ગુજરાતના મહાકવિ પ્રેમાનંદ સર્જિત 'ઓખાહરણ' ને પ્રસિદ્ધ કરવાનું મેં સૂચન રજૂ કર્યું. આપણી ગુજરાતીમાં પ્રચલિત છતાં અહીં બંધબેસતી થઈ પડેલી 'બાવા, નમો નારાયણ!' તો કહે: 'તારે ઘેર જ ધામા' જેવી કહેવત મને લાગુ કરી દીધી; એ કામ તેઓશ્રીએ મને સોંપ્યું અને તેનો મેં સ્વીકાર કર્યો.

આ ઓખાહરણના સંપાદન માટે મને ઉપલબ્ધ પ્રતોનો ઉપયોગ કરી, આ આવૃત્તિને બને તેટલી સંશુદ્ધ રૂપમાં રજૂ કરવા પ્રયત્નો કર્યા છે. કેટલેક સ્થળે કવિએ પ્રાસને ખાતર યા છંદોબદ્ધતાને કારણે વાપરેલા પણ વિકૃતિરૂપ ગણાઈ જાય તેવા શબ્દો-ના અર્થો પાદટીપમાં આપ્યા છે.

અભ્યાસ દૃષ્ટિએ હું સંશોધક નહિ છતાં પ્રાચીન કવિઓના આમ—જનતા માટેના ગ્રંથો પ્રત્યેની મમતાના કારણે ઉપાડેલો આ મેરુનો ભાર મારા જેવો વામન એને ઉપા-ડવામાં કેટલે દરજ્જે સફળ થયો છે, તે તો વાચકો જ કહેશે. આમ છતાં મારો ઉત્સાહ ફલિત થયેલો મારા મનથી મને જણાય છે.

મૂળની મળેલી એક હાથપ્રતના આધારે અસલ જોડણી કાયમ રાખવાની આ લખનારની નેમ છતાં સંસ્થા તરફથી હાલની ઠરેલી ગુજરાત વિદ્યાપીઠની જોડણી પ્રમાણે આ પુસ્તકનો જોડણીક્રમ રખાયો છે.

ગુર્જર મહાકવિ પ્રેમાનંદ માટે અહીં કંઈ પણ લખવું એ તો હાથકંકણ જોવા માટે આરસી રજૂ કરવા જેવું છે. એનો અલ્પ પરિચય નવીન વાચકને મળે તે હેતુથી આ પછીનાં પૃષ્ઠોમાં આપ્યો છે એને તૈયાર કરવામાં મેં મુરબ્બી શ્રી ભાનુસુખરામ નિર્ગુણરામે ત્રીસ વર્ષો અગાઉ લખેલ અને સયાજી સાહિત્યમાળા દ્વારા પ્રસિદ્ધ થયેલ 'પ્રેમાનંદ' પુસ્તકનો આધાર—અવતરણનો ઉપયોગ કર્યો છે, તેનો અહીં ઋણસ્વીકાર કરું છું. એ રસકવિએ ગુર્જર સાહિત્યને સમૃદ્ધ કરવા કરેલા પ્રયત્નો, એ પ્રયત્નોમાં આડે આવતા રૂઢમતવાદી પુરાણીઓ અને 'રોટલાના બળ્યા બારોટો' એ એના એ કાર્યમાં કેટકેટલાં વિઘ્નો નાખ્યાં હતાં, તેનાથી ગુર્જર સાહિત્યથી સુપરિચિત જનતા ભાગ્યે જ અજાણ હશે. અનેક વિટંબણાઓ વેઠી વડોદરા, સુરત અને નંદરબારની ગાડાવાટની મુસાફરીઓ કરતાં કરતાં પણ જે સાહિત્યસમૃદ્ધિ ગુર્જરજનતાને ચરણે એણે ધરી છે એ અજોડ છે.

અહીં માત્ર એની આ એક જ કૃતિ પૂરતી મર્યાદિત સંકલના હોવાથી આટલું જ નિવેદન કરી વિરમું છું.

# ગુર્જર મહાકવિ પ્રેમાનંદ

## ગુજરાતનો ઘરઘરનો કવિ

## (સંક્ષિપ્ત પરિચય)

ગુજરાતના સાહિત્યાકાશમાં અનેક કવિતારલાઓ પોતપોતાની આભા લઈ પ્રકાશી ગયા છે. તે દરેક પોતપોતાના સ્વતેજે પ્રકાશી સાહિત્યજગતને ઉજમાળું બનાવ્યું છે. તે સર્વમાં મહાકવિ પ્રેમાનંદનું સ્થાન વિશિષ્ટ છે.

કવિ પ્રેમાનંદ એ મહાકવિ હતો. તેણે તેનાં કાવ્યો ને પદબદ્ધ આખ્યાનોમાં સર્વ રસો વહાવ્યા છે. તેનાં એ કાવ્યોનું રસપાન કરનાર ધરાતો જ નથી; અને એટલે જ એ રસકવિ મહાકવિ કહેવાયો છે.

## દીનહીન બાળક પ્રેમાનંદ

એક સામાન્ય બ્રાહ્મણને ત્યાં જન્મેલો કવિ પ્રેમાનંદ ગુજરાતને કેટકેટલું સાહિત્ય-સમૃદ્ધ બનાવી ગયો છે!

નાનપણમાં જ પિતાનું સુખ ગુમાવી બેઠેલો બાળક પ્રેમાનંદ જેમતેમ કરી અથડાતો—કૂટાતો મોટો થયો હતો. એ વડોદરાનો વતની હોઈ જ્ઞાતિએ ચોવીસા બ્રાહ્મણ હતો. જેમ એ પિતૃસુખથી વંચિત હતો તેમ માતાનું સુખ પણ એ સ્વલ્પ જ પામી શકેલો; અને કહેવાય છે કે, એની ભાભીએ એને ઉછેરી મોટો કરેલો.

એક સાહિત્યકારના શબ્દોમાં કહીએ તો 'પ્રેમાનંદ પૂરું બોલતાં પણ નહોતો શીખ્યો. (એટલે શુમારે ત્રણચાર વર્ષની તેની ઉંમર હતી ત્યારે) તેની મા તેને કેડે ઘાલીને તુલસીવાડીએ જતી. એ તુલસીવાડી હાલ પણ ફતેહપુરા તરફ (વડોદરામાં) છે ......ત્યાં ટેલટકોરો કરતાં તેને ખાવાનું મળતું.' બાળપણમાં આવી તેની દીન અવસ્થા હતી. આમ 'એનું નાનપણ તો એની માસીને ઘેર રવડી—રઝળીને ગયું. તે ચૌદપંદર વર્ષનો થયો ત્યાં સુધી તો તે મૂર્ખ અને જડભરત રહ્યો.'

## કાવ્યપ્રતિભાની સિદ્ધિ અંગે લોકોક્તિઓ

પરંતુ તે ચૌદ—પંદર વર્ષનો થયા બાદ તેને કાવ્યપ્રતિભા પ્રાપ્ત થયેલી. એની એ કાવ્યશકિતની સિદ્ધિના સંબંધમાં અનેક દંતકથાઓ પ્રચલિત છે. પરંતુ કવિ નર્મદના શબ્દોમાં કહીએ તો—

'(વડોદરામાં) કામનાથ અને બહુચરાજીનાં દેહેરાં છે. તે બેની વચ્ચે એક મકાનમાં કોઈ સિદ્ધ આવીને રહ્યો હતો. તેની પાસે તે રોજ જતો તથા સેવા કરતો ને બાકીનો વખત ગામમાં રખડયા કરતો. એક દિવસ સિદ્ધે કહ્યું: 'હું અહીંથી કાલે જવાનો છું. માટે તું સવારમાં વહેલો આવજે.' પ્રેમાનંદને જતાં મોડું થયેલું ને સિદ્ધ ચાલતો થયેલો. પણ પછી તે પૂછતો પૂછતો ને દોડતો થોડેક ગયો એટલે સિદ્ધ મળ્યો. ગળગળો થઈ ગયેલો પ્રેમાનંદ એને પગે પડયો. એને સિદ્ધે કહ્યું: 'જા, તું પ્રાકૃતમાં કાવ્ય કરવા સમર્થ થઈશ; પહેલો આવ્યો હોત, તો સંસ્કૃતમાં કાવ્ય કરવા સમર્થ થાત.' એ રીતે પ્રસાદ લઈ એ ઘેર આવ્યો ને તે કાવ્ય કરતો થયો.'

વળી બીજી પણ એક એવી જ દંતકથા છે. વડોદરા તથા સુરતમાં લોકો કહે છે એક વખત કોઈ સિદ્ધે એને બારણે આવી કહ્યું: 'હું બે દહાડાનો ઉપવાસી છું.' તે ઉપરથી પ્રેમાનંદે તેની સેવા કરી ને સિદ્ધે જતી વખતે તેની જીભ ઉપર કંઈક લખ્યું; તેથી તેનામાં કાવ્યશકિત આવી.'

રા. બ. હરગોવનદાસ કાંટાવાળા કહે છે કે, 'તુલસીવાડીમાં એક સિદ્ધ પુરુષ ઊતર્યા હતા. તેમની એ બાઈ ખરા ભાવથી સેવાચાકરી કરતી, તેથી સિદ્ધે પ્રસન્ન થઈ કહ્યું: 'બાઈ! કાલે સવારમાં તારા છોકરાને લઈ તું મારી પાસે આવજે.' બાઈને જતાં વાર લાગી એટલે સિદ્ધ ચાલતા થયા. સિદ્ધને ન જોયાથી બાઈ ગાભરી બની ગઈ અને તેની પાછળ છોકરાને લઈને દોડી. થોડેક ગઈ કે તે સિદ્ધ મળ્યા એટલે તેમને પગે પડી રોવા લાગી અને છોકરાને તેના ચરણ આગળ મૂકી દીધો. સિદ્ધે છોકરાને માથે હાથ ફેરવ્યો અને એક પાન ઉપર કંઈક લખી તે છોકરાની જીભે છાપ્યું; એટલે જીભ ઉપર લીલા અક્ષર પડયા. સિદ્ધે કહ્યું: 'જા બાઈ, તારો છોકરો ગુજરાતીમાં મોટો કવિ થઈ પ્રખ્યાતિ પામશે. જો તું વહેલી આવી હોત, તો તે સંસ્કૃતમાં નામાંકિત કવિ થાત.' એટલું કહી સિદ્ધ પુરુષ ચાલતા થયા.

આમ પ્રેમાનંદની કાવ્યપ્રતિભા અને પ્રાસાદિકતાની પ્રાપ્તિ સંબંધી વિધવિધ લોકોકિતઓ પ્રચલિત છે.

## પ્રેમાનંદનાં સર્જનો અને રામચરણ હરિહર

પ્રેમાનંદે રચેલા ગ્રંથો અનેક છે. એમાં મુખ્યત્વે આખ્યાનો પ્રાધાન્ય ભોગવે છે. એ આખ્યાનો રસ,' નિસર્ગવર્ણન, તેમ જ વિધવિધ અલંકારોથી શણગારાયેલાં હોવાથી અને ગેયતા તેમ જ પ્રાસાદિકતાથી ભરપૂર હોવાથી એ લોકસમૂહમાં ઊંડે સુધી ઊતરી ગયાં છે.

વળી એનાં સર્જનો કેટલેક અંશે એક રામચરણ હરિહર નામના પૂર્વાશ્રમના નાગરને આભારી હોવાનું પણ કહેવાય છે. કહે છે કે, પ્રેમાનંદ ઘેરથી રખડવા નીકળી ગયેલો. તેને વડોદરાના રામનાથ મહાદેવમાં એની મુલાકાત થયેલી અને પાછળથી એની સાથે એણે પર્યટન

પણ કરેલું. આ દેશાટન દરમિયાન કવિ પ્રેમાનંદને ભારતવર્ષની કેટલીક પ્રાંતીય ભાષાઓનો પરિચય થયેલો. તેની તુલનામાં એને લાગેલું, ગુર્જર ભાષા આ બધી ભાષાઓની કક્ષામાં ઊતરતી છે. પરિણામે તેણે ગુર્જર ભાષાના સાહિત્યને ઉચ્ચ કક્ષાએ લઈ જઈ સમૃદ્ધ કરવાની પ્રતિજ્ઞા કરેલી અને પાઘડી નહિ પહેરવાનું પણ લીધેલું.

## સાહિત્યને સમૃદ્ધ કરવા એણે લીધેલી પ્રતિજ્ઞા

એણે ગુર્જર ભાષાસાહિત્યને સમૃદ્ધ કરવા લીધેલી પ્રતિજ્ઞા સંબંધી રા. બા. કાંટાવાળા કહે છે:

'ગુજરાતીનો ઉત્કર્ષ કરવા માટે કવિએ પણ લીધું હતું, એ વાત તેમના ચરિત્ર-માં સૂચવી છે. ભાષાનો પોતાની ઇચ્છા પ્રમાણે ઉત્કર્ષ થતાં સુધી પાઘડી ન પહેરવાની તેમણે બાધા રાખી હતી અને ભાષા ખીલવવાનો પ્રયત્ન મરણ પર્યંત જારી રાખ્યો હતો.

**સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે ધારો ગિરા ગુર્જરી;**
**પાદેપાદ રસાળ ભૂષણવતી થાઓ સખી ઉપરી,**
**જે ગીર્વાણ ગિરા ગણાય ગણતાં તે સ્થાન એ લ્યો વરી;**
**થાયે શ્રેષ્ઠ સહુ સખીજન વિષે, એ આશ પૂરો હરિ ?***

'કેવી ઇચ્છા! કેવો ઉદ્યમ! કેવું દેશાભિમાન! અને તે પણ ૧૭મી સદીમાં, કે જ્યારે દેશાભિમાન અને સ્વદેશપ્રીતિનાં ભાષણો નહોતાં થતાં. સુધારાનો ઝંડો નહોતો ફરકતો અને ભાષા ખીલવવાના તો શું, પણ તે શીખવાનાયે ઉપાય નહોતા લેવાયા!'

આ પ્રમાણે આપણે જોયું કે, તેણે ગુર્જર ભાષાને સમૃદ્ધ કરવા માટે માથે પાઘડી નહિ પહેરવાની પ્રતિજ્ઞા લીધી હતી.

## પ્રેમાનંદ : ઘરઘરનો કવિ

પ્રેમાનંદ વડોદરાનો વતની હતો, છતાં પંદર વર્ષની વય બાદ તે વડોદરામાં બહુ જ ઓછું રહ્યો હતો. આપણે આગળ જોયું તેમ એણે ઘણો સમય પર્યટનમાં ગાળ્યો હતો; અને પાછળથી ઠરીઠામ થતાં એણે વડોદરા, સુરત ને નંદરબારને પોતાનું રહેઠાણ કર્યું હતું. ઉપરાંત ગામેગામ ફરી માણભટ્ટની કથા કરી પોતે રચેલાં આખ્યાનો જન-સમૂહને રસભરી પદ્ધતિએ સંભળાવેલાં.

પ્રેમાનંદ માટે એમ પણ કહેવાય છે કે, એ કોઈ વેપારીને ત્યાં નોકરીએ રહ્યો હતો. એ વેપારીની પેઢી નંદરબારમાં હોવાથી એનું ઘણો વખત નંદરબારમાં રહેવું થતું. તેમ છતાં એ સુરતમાં વધુ વખત રહ્યો હશે, એમ પણ અનુમાન થાય છે; કારણ કે

---

* રોપદર્શિકા આખ્યાન

આજે પણ ગુજરાતમાં કોઈ પણ શહેરો કે ગામો કરતાં વારતહેવારે અને અધિક માસ કે શ્રાવણ માસમાં એણે રચેલાં આખ્યાનો સુરત શહેરમાં વધુ પ્રમાણમાં સાંભળવા મળે છે. આ સંબંધી પ્રેમાનંદના એક ચરિત્રકારના શબ્દોમાં કહીએ તો—

'સુરતમાં પ્રેમાનંદકૃત કવિતા પર જેટલો મોહ છે, તેટલો મોહ તથા તેના ગ્રંથોનું જેટલું વાચન છે, તેટલું વાચન અન્ય સ્થળે નથી; કારણ કે એણે ઘણાંખરાં આખ્યાનો સુરત તથા નંદરબાર રહી ગાઈ સંભળાવ્યાં હતાં; એટલે તેની અસર ઉત્તરોત્તર હજી કંઈક અંશે ત્યાં ઊતરી આવેલી છે. ચાતુર્માસમાં વરસાદને લીધે કામધંધો ઓછો હોવાથી બહારગામ જવું—આવવું ઓછું હોવાથી અને નિખાલસ હૃદયની ગુજરાત ધાર્મિક વૃત્તિવાળુ' હોવાને લીધે પ્રેમાનંદકૃત પુસ્તકોમાંથી દશમસ્કંધની કથા તો ઘેર ઘેર વંચાતી રહે છે. તેમાંયે શ્રાવણની જન્માષ્ટમી અથવા કૃષ્ણજયંતીને દિવસે પર્વના પ્રહરે દશમસ્કંધમાંનો કૃષ્ણજન્મ વિભાગ તો વંચાતો હોય છે જ. મામેરાં—મોસાળાં વખતે પ્રેમાનંદનું જ મામેરું લોકો ઉત્સાહપૂર્વક ગાય છે. ઓખાહરણ માટે પણ લોકોનો એવો જ પક્ષપાત છે. પ્રસૂતિની વેદના સમયે પ્રસવ જલદી થવા અભિમન્યુનો ચક્રાવો બાઈને વાંચી સંભળાવવાનો આગ્રહ ઘણે ઘેર થાય છે. પ્રેમાનંદના ગ્રંથો માટે લોકોની ઘેલછા હોવાનું મુખ્ય કારણ તેની કથાની પસંદગી જ હતી એમ કહીએ તો વધુ પડતું નથી.'

સુરતમાં શહેરનાં નરનારમાં એ કેટલો લોકપ્રિય હતો અને એનાં આખ્યાનો કેવાં ઘેરઘેર ગવાતાં તેનો પુરાવો ઉપરના અવતરણ પરથી આપણને મળે છે.

## પુરાણીઓ સાથે મતભેદ અને વિરોધ

કહે છે કે એણે રચેલાં આખ્યાનો ઘરઘરનાં ગાનરૂપ થઈ પડવાથી સંસ્કૃત કથાવાચક પુરાણીઓ સાથે એને ભારે વિરોધ થયેલો. એ વિરોધનો મામલો એટલી હદે પહોંચેલો કે એક વખતે તેને વડોદરાના સરકારવાડામાં એક પુરાણી સાથે જગ્યા બાબત રકઝક થઈ; તેથી 'પ્રેમાનંદ પાસે કોઈએ પુરાણ વંચાવવું નહિ' એવો પુરાણી બાવાઓએ સંપ કર્યો; એથી પુરાણીવિગ્રહ જાગ્યો અને તેનું પરિણામ એ આવ્યું કે, પ્રેમાનંદે સંસ્કૃતમાં પુરાણ વાંચવું છોડી દીધું ને તે દિવસથી તે ગુજરાતીમાં કથા કરવા લાગ્યો અને એથી વિગ્રહનું બીજ બરાબર રોપાયું. પ્રેમાનંદના વખતમાં જનસમાજ સુશિક્ષિત ન હતો; તેથી તેને સ્વભાષામાં અને તેમાં વળી મહાભારત, રામાયણ આદિ પુસ્તકોના સારવાળી તેમ જ જનસ્વભાવનાં ચિત્રોવાળી કથા સાંભળવામાં જેટલો રસ પડે તેટલો રસ સંસ્કૃત ભાષામાં પડે નહિ; એટલે આમજનતા પ્રેમાનંદની કથા પ્રત્યે આકર્ષાઈ, ને તેઓ વચ્ચે વિરોધ વધ્યો. તે એટલે સુધી કે તે કેટલાંયે વર્ષ સુધી ચાલ્યો. રામાયણમાંથી તથા મહાભારતમાંથી પ્રસંગો લઈ મૂળ પાઠના જેવો રસ જમાવવા તરફ તેનું લક્ષ ન હતું; પરંતુ માત્ર તેનો શ્રોતાજન જે પ્રકારનો હોય તેને અનુલક્ષી, તથા તેને શેમાં વધારે આનંદ—મજા પડશે તે વિચારી, મૂળ પાઠમાં તેટલો મરીમસાલો ઉમેરી,

વધઘટ કરી તે કથા કહેતો હતો. તે માટે બીજા પુરાણીઓ તેનો ઉપહાસ કરતા હતા. એ વિષે દી. બ. કેશવલાલ ધ્રુવ કહે છે : 'પ્રેમાનંદનાં આરંભનાં આખ્યાનોમાં વિષ્ણુદાસ, નાકર અને શિવદાસના વારાથી ચાલી આવેલી શૈલી પ્રમાણે સંક્ષેપમાં કથાભાગ જ ઘણું કરીને ઉતારેલો જોવામાં આવતો; મૂળના જેવો રસ જમાવવા તરફ લક્ષ હોય એવું દીસતું ન હતું. તેને લીધે પુરાણીઓ તેનો ઉપહાસ કરતા. આથી પ્રેમાનંદે સંસ્કૃતને ભુલાવી દે એવાં રસમય ઋષ્યશૃંગાખ્યાન, અભિમન્યુઆખ્યાન, માંધાતા આખ્યાન—જેવાં આખ્યાનો રચ્યાં. 'ત્યારે મૂળનું જ્ઞાન નહિ હોવાથી મૂળનો અર્થ અને રસ જેવો તેવો જાળવી નથી શકાતો, ફાવે તેમ કહી ગપાટા મારે છે એમ પુરાણીઓ તેને ઉતારી પાડવા લાગ્યા. એમનો મદ ઉતારવા પ્રેમાનંદે માર્કંડેય પુરાણનો અનુવાદ હાથમાં લીધો. એ પુરાણને અંતે આપેલી નીચેની ઉકિતઓ પુરાણીવિગ્રહની સાક્ષી પૂરે છે :

**પુરાણી કહે છે પ્રાકૃત કરતાં, સર્વે તું પર રૂઠે;**
**સંસ્કૃતનું પ્રાકૃત કરી કહેતાં પુરાણીને પ્રભુ ત્રૂઠે.**
**પંચવાયકા પુરાણી કહેતા, કદી ખોટી નવ થાશે;**
**પંચ સમાન પરમેશ્વરના ગુણ, ગાતાં મન મલકાશે.**

( માર્કંડેયપુરાણ )

તથા

**બન્યા પુરાણી બુલબુલા, સુસ્વરે ભાખે જ્ઞાન;**
**ઉપપુરાણ પુરાણનું, મેળવે બહુ માન.**

( ઋષ્યશૃંગાખ્યાન )

અને

**જ્ઞાત હશે તે જાણશે, અજ્ઞાતને શું કહેવું ?**
**કિંતુ અતિશય વૃદ્ધિગત થયું'તું, નિંદક જન તણું શિર દેવું.**
**તે આ ભવે નવ આપીએ, તો પડે પરભવે આપવું,**
**ઝાડ માંહે ઝાડ ઊગી, વાળી લે માગતું નિર્વાણ;**
**ગુરુકૃપાએ એ આપી દીધું, વળી થાય અન્ય માગણ કોઈ;**
**ત્યારે ધર્મ ધોઈશું સહુ જોઈશું, કહે કોઈ શું દ્વિજ સોઈ !**

તથા અંતે

( માર્કંડેયપુરાણ )

**ક્ષમા કરજો પુરાણી બાવા !**
**આવા થાશો ન, કોઈ જૂએ ફરી રે.**

( માર્કંડેયપુરાણ )

એ પ્રમાણે પુષ્કળ મળી આવે છે.

આ પુરાણીઓ સાથેના ઝઘડાનો અંત ૧૭૬૫ માં આવ્યો હતો.

ઉપલા કટાક્ષનાં વાક્યો કવિવિગ્રહમાં પ્રેમાનંદે—

'વંત્યાક પોથીનાં પોથીમાં, ધરી પુરાણી પેઠ ન જાશું'

એવું કહ્યાથી ઉદ્ભવેલો સમજાય છે.

## કવિનું શિષ્યમંડળ

આવા પુરાણીઓ સાથેના વિગ્રહનો સામનો કરવા માટે એણે ખાસ્સું મોટું એવું એક શિષ્યમંડળ પણ સ્થાપ્યું હતું; અને કહે છે કે, એના એ શિષ્યમંડળમાં સ્ત્રી—પુરુષો મળીને સોએક સભ્યો હતા. એ શિષ્યમંડળ સંબંધી એના પુત્ર વલ્લભે લખ્યું છે:

**છે નવ દાસ અને ભઈ ચાર જ, રત્ન ભલાં દ્વય શિષ્ય કહાવે;**
**છે ભવ રાશ અને બઈ બાર જ, રત્ન મળા ક્રય વિશ્વ વહાવે,**
**છે વીર પંચ જ, જિ ગણિયે, ત્રણ, નંદ ચતુરનું નામ સુહાવે.**
**છે વીર વલ્લભ શે ભણિયે ગણ, એક જ પ્રેમનું નામ પુહાવે.**

આ ઉપરથી જણાય છે કે, એ મંડળ સ્ત્રી—પુરુષ બંનેનું હતું. કવિને વધારે આનંદની વાત તો એ હતી કે, તેના સમાગમને લીધે તેમાંનાં કેટલાંક કવિ અને કવયિત્રી થયાં. આ પ્રમાણે કવિએ જે રથી અને મહારથી ઉત્પન્ન કર્યા તેમાં નિરંકુશ રથી મહારથી વીરજી અને વલ્લભ મુખ્ય હતા. દી. બ. ધ્રુવ કહે છે: 'એ પૈકી જેની કૃતિ પ્રકાશમાં આવી છે, એવા તો ગાયક વીરજી, સહવાસી, હરિદાસ, પ્રસાદકવિ દ્વારકા-દાસ, અનુવાદકવિ રત્નેશ્વર, નિરંકુશ કવિ વલ્લભ અને સાદો સુંદર એ જ છે.'

'એનું આ શિષ્યમંડળ કવિ શામળ સાથેની સ્પર્ધામાં પણ તેને ઠીક સહાયરૂપ નીવડ્યું છે. કવિ પ્રેમાનંદ માણભટ્ટની કથારૂપે ભાગવત—મહાભારતમાંનાં કથા—આખ્યાનો કહેતો ત્યારે કવિ શામળ વાર્તાઓ કહેતો. આ બંનેની સ્પર્ધા જામેલી. તેમાં પરસ્પર એટલી હદે ગયેલા કે તેઓ સામસામે ગાલીપ્રદાન સુધી પહોંચેલા.

માર્કંડેયપુરાણમાં કવિ પ્રેમાનંદે શામળ ભટ્ટ પર કટાક્ષ કરતાં કહ્યું છે:

**ભણ્યો નથી પુરાણ હું, ભણ્યો નથી કોઈ વેદ;**
**રસાલંકાર ન આવડે, મન ન પામે ખેદ,**
**ઘરઘર રાગ તાણું નહિ, પુત્ર ન મુજ ગુણ ગાય;**
**રાજદરબારે રઝળવું, મેળવી નથી પસાય.**
**ભાટ, બ્રાહ્મણને ભાંડવા, લાંબી મૂકે પોક;**
**રીઝી ભલા ભલા કરે, તેથી થાયે શોક.**
**રીઝવે ગાન ને તાનથી, હાથે લઈ કરતાલ;**
**શિખ્યો ગુરુનો ગાંદરો, વાહ વાહ ત્યાં શો માલ?**

# પ્રેમાનંદનાં વિવિધ સર્જનો

આમ અનેક પ્રકારના સ્થિતિસંયોગો વચ્ચે રહીને કવિ પ્રેમાનંદે ગુર્જર સાહિત્યને સમૃદ્ધ કરવામાં પોતાનો અણમૂલ ફાળો નોંધાવ્યો છે. સંવત ૧૬૯૨ થી ૧૭૯૦ સુધીના એના જીવનકાળ દરમિયાન નાનામોટા ૫૭ ગ્રંથો એણે રચ્યા છે. એમાંનાં કેટલાંક નાટકો માટે કહેવાય છે કે, કોઈએ રચીને એના નામે ચઢાવી દીધેલાં. એણે કરેલાં સર્જનો નીચે પ્રમાણે છે:

(૧) સ્વર્ગનીસરણી (પહેલું કાવ્ય; રચ્યા સાલ ખબર નથી.) (૨) લક્ષ્મણા-હરણ, ૧૭૨૦; (૩) ઓખાહરણ ૧૭૨૩; (૪) ચંદ્રહાસઆખ્યાન, ૧૭૨૭; (૫) અભિમન્યુઆખ્યાન, ૧૭૨૭; (૬) મદાલસાઆખ્યાન ૧૭૨૮; (૭) ઋષ્યશૃંગાખ્યાન, ૧૭૨૯; (૮) હૂંડી, ૧૭૩૦; (૯) બભ્રુવાહનઆખ્યાન, ૧૭૩૨, (૧૦) પાંડવાશ્વ-મેધ, ૧૭૩૨; (૧૧) દ્રૌપદીહરણ, ૧૭૩૨ અથવા ૧૭૪૫; (૧૨) હારમાળા, ૧૭૩૪; (૧૩) દ્રૌપદીસ્વયંવર ૧૭૩૬; (૧૪) માંધાતાઆખ્યાન, ૧૭૨૭; (૧૫) શ્રાદ્ધ, ૧૭૩૭; (૧૬) સુદામાચરિત્ર; ૧૭૩૮; (૧૭) શ્રીમદ્ ભગવદ્ગીતા, ૧૭૩૮; (૧૮) મામેરું ૧૭૩૯; (૧૯) સુધન્વાઆખ્યાન, ૧૭૪૦; (૨૦) રણયજ્ઞ, ૧૭૪૧; (૨૧) નળાખ્યાન, ૧૭૪૧; (૨૨) હરિશ્ચંદ્રાખ્યાન, ૧૭૪૮; (૨૩) દેવીચરિત્ર, ૧૭૫૧; (૨૪) સુભદ્રાહરણ, ૧૭૫૮; (૨૫) માર્કંડેયપુરાણ, ૧૭૪૮—૧૭૬૫; (૨૬) અષ્ટાવક્રાખ્યાન ૧૭૬૬; (૨૭) દશમસ્કંધ, (૨૮) દાણલીલા, (૨૯) વામનચરિત્ર, (૩૦) વિવેકવણઝારો (૩૧) ભ્રમરપચીશી, (૩૨) સપ્તમસ્કંધ અથવા પ્રહ્‌લાદાખ્યાન, (૩૩) રુકિમણીહરણ (૩૪) શામળશાનો વિવાહ, (૩૫) દ્વાદશમાસ, (૩૬) નચિકેતો-પાખ્યાન, (૩૭) વ્રજવેલ, (૩૮) ડાંગવઆખ્યાન, (૩૯) સુરેખાહરણ, (૪૦) લવ-કુશાખ્યાન, (૪૧) જ્ઞાનગીતા, (૪૨) વલ્લભઝઘડો, (૪૩) રેવાખ્યાન, (૪૪) ભીષ્મ-ચરિત્ર, (૪૫) કર્ણચરિત્રાખ્યાન, (૪૬) જયદેવાખ્યાન, (૪૭) રામાયણ, (૪૮) મહાભારત, (૪૯) રઘુવંશ, (૫૦) હરિવંશ, (૫૧) કપિલગીતા, (૫૨) નરકાસુરા-ખ્યાન, (૫૩) પાંડવોની ભાંજગડ, (૫૪) દ્રૌપદીવસ્ત્રાહરણ, (૫૫) રોપદર્શિકાખ્યાન, (૫૬) પાંચાલીપ્રસન્નાખ્યાન અને (૫૭) તપત્યાખ્યાન.

એ ઉપરાંત મહાભારતમાંનાં પર્વોમાં નાની નાની આખ્યાયિકા તથા નાનાં નાનાં આખ્યાનો છે, તે તથા પર્વો છે તે જુદાં.

એ બધાં પૈકી ઓખાહરણ અને દશમસ્કંધ તો આજે પણ ઘરઘરનું વાચન થઈ પડેલ છે.

એનાં બધાં સર્જનોના રસવિવેચનમાં ઊતરવાનું આ સ્થળ નહિ હોઈને અહીં એના એક જીવનકારે કરેલું ઓખાહરણનું વિવેચન જ માત્ર ઉતારવું બસ થશે.

# ઓખાહરણ

'ઓખાહરણ ઘણું લોકપ્રિય છે. તે એણે સંવત ૧૭૨૩માં લખ્યું હતું. આ કાવ્યમાં કવિએ સારી એવી ગૂંથણી ગૂંથી છે, તથા તે સમયના હિંદુ સંસારના રીત-રિવાજો તથા રૂઢિ એવી આબેહૂબ ખૂબીથી ઉતાર્યાં છે કે, એ કાવ્ય વાંચ્યાથી તે વખતની પરિસ્થિતિનું ચિત્ર વાંચનારની આંખ આગળ ખડું થઈ રહે છે. એ સિવાય એ કાવ્યથી આપણે આપણા સાંસારિક રીતરિવાજમાં કેટલી પ્રગતિ કરી છે તે પણ સમજાય છે. સ્ત્રીઓનું અલૂણાંનું તથા ગૉર પૂજવાનું વ્રત તો આજદિન પર્યંત ચાલ્યું જ આવેલું છે. ચૈત્ર માસમાં ગામેગામ ઘેરઘેર ઓખાહરણ વાંચવાનો રિવાજ તો આજે પણ જોવામાં આવે છે.

શિવે પાર્વતીને તેણીની ઇચ્છા મુજબ સંતાન ઉત્પન્ન કરવાનું વરદાન આપ્યું હતું. તે પ્રમાણે પાર્વતીએ ગણપતિને તથા ઉષા—ઓખાને ઉત્પન્ન કર્યાં અને પોતે નાહવા બેઠાં હતાં; તેથી ઘરમાં કોઈ આવે નહિ તે માટે એ બેને બારણે રાખ્યાં હતાં, ત્યાંથી એ આખ્યાન શરૂ થાય છે. શિવ પોતે જ આવી પહોંચ્યા. ત્યારે ગણપતિએ ઘરમાં પેસતાં તેમને અટકાવ્યા, આથી શિવે તેનું માથું ઉડાવી દીધું. એ જોઈ ઉષાને બીક લાગતાં તે મીઠાની ઓરડીમાં ભરાઈ બેઠી.

એથી પાર્વતીએ ઉષાને લવણમાં જ રહેવાનો શાપ દીધો અને છેવટે ઉષાના કાલાવાલાથી એ શાપનો અનુગ્રહ કરવામાં આવ્યો હતો. પાર્વતીને મુખે—કહેવડાવી ચૈત્ર

**'ચૈત્ર માસે વ્રત અલૂણું કરે જે સ્ત્રીજન;**
**સંસારમાં સુખ ભોગવે, પામે પુત્ર, કલત્ર ને ધન.'**

માસમાં મીઠાનો સંગ્રહ કરવો નહિ અને અલૂણાંનું વ્રત કરવું એમ કવિ કહે છે. બાણાસુરે પુત્રપ્રાપ્તિ માટે શિવની આરાધના કરી, ત્યારે ઉષા તેને સોંપવામાં આવી 'કૈલાસ ક્યારે પાછી આવું?' એવો ઉષાએ પ્રશ્ન પૂછતાં પાર્વતીએ તેણીને કહ્યું :

**'ગૉર કરીશ જો પુત્રી મારી, તો પૂરીશ તારી આશ.'**

એ પ્રમાણે કહી કવિએ ગૉર પૂજવાનો મહિમા ગાયો છે. આ ગૉર પૂજવાની રૂઢિ ગુજરાત—કાઠિયાવાડમાં આજે પણ પૂર્ણ શ્રદ્ધાથી ઊજવવામાં આવે છે. કવિના ગૉરપૂજન અને અત્યારના ગૉરપૂજનમાં ઘણો તફાવત છે. ગૉરપૂજનમાં એક મહોલ્લાની સરખેસરખી ઉંમરની છોકરીઓ એકઠી થઈ, એક હારમાં ગોઠવાઈ એકબીજાને ગળે હાથ નાખી સવારમાં માળીને ત્યાં ફૂલપાતરી લેવા જાય છે, તે દેખાવ અતિ સુંદર અને મનોહર લાગે છે.

## એને લગતું વર્ણન કરતાં કવિ કહે છે:

**ચિત્રલેહાએ ગૉર શણગારી, નવશ સજ શણગાર;**
**ચણિયા, ચોળી ને ચૂંદડી, કંઠે મુક્તાફળનો હાર.**

અબીલ, ગુલાલ ને સુકડે, કસ્તૂરીનો વાસ;
અનેક સુગંધ ઉવેખિયા, દીપક કર્યો ચોપાસ.
જાઈ, જૂઈ ને માલતી, મોગરો ને મુચકંદ;
કમળ, કરણ ને કેતકી, માંહે સેવતા સુગંધ
પારિજાતક, કેવડો, ચંપક ને ગુલાબ;
અનેક પુષ્પો ચઢાવીને, ભરી મેલી છાબ.
નાનાવિધનાં નૈવેદ્ય કીધાં, બરાસે બીડી પાન;
ભાવે કરી આરોગાવે, પ્રીત ઘણી મન જાન.
અગરકપૂરે કરી આરતી ઘમકે ઘંટાનાદ;
શબ્દ અતિ ઉત્તમ થાયે, થઈ રહ્યો સુંદર વાદ.
નમીનમીને લાગે પાયે, ગૉરને તેણી વાર;
માતા મુજને આપીએ, મનગમતો ભરથાર.

આ પ્રમાણે મનગમતો ભરથાર મેળવવાનાં અને પોતાનું સૌભાગ્ય કાયમ રહે એવાં જિંદગીનાં મહાન વ્રતો સ્ત્રીઓ માટે કવિએ વર્ણવ્યાં છે. આમ તેમણે અલૂણાં અને ગૉરપૂજાનો મહિમા વધાર્યો છે.

ગુજરાતનું સ્ત્રીવૃંદ ફૂલ લેવા જતું હોય, તે વખતે બીજા મહોલ્લાનું ટોળું સામું મળે, તે વખતે—

સામીસામી છોકરીઓને, દામડા રે દઈયે રે;
અમારી ગૉરમાને, રામ રામ કહિયે રે.
ઓ લાછા કુંવર, ઓ લાછા કુંવર;
તમે પરણ્યાં કે કુંવારાં લાલ, તનમન મચકો કારેલી.

કહીને કમરથી અડધાં વાંકાં વળીને ગીતો ગાય છે, તે ખરેખર આનંદદાયક હોય છે; તેમ જ હૃદયનો આવિર્ભાવ બતાવે છે.

એ પછી કવિ શૃંગારરસમાં ઊતરે છે:

ભોગવશે સ્વામી અંગ તુજ તણું, મધ્યરાત્રે આવશે સ્વપ્નું.'

એ ઉક્તિ પ્રમાણે ઉષાને સ્વપ્ન આવે છે અને—

'તુજને વ્રેહ ઘણો વ્યાપશે, ચિત્રલેહા આણી આપશે.'

એ માતાના વચન પ્રમાણે સ્વામીને આણી આપવાની તેને વિનંતિ કરે છે. ચિત્રલેહા 'કાયા પક્ષિણીની' કરી ઊડીને જાય છે અને તેનો સ્વામી હીંચકા પર સૂતો હતો તે હીંચકા સહિત તેને લાવે છે અને ઉષાને સોંપે છે. ઓખાને બાણાસુરે માળિયામાં પૂરી હતી, તે ઉપરથી ગુજરાતમાં 'ઓખાબાઈનો માળિયો' એવી કહેવત પણ પડી છે.

ઓખા અને અનિરુદ્ધ એ બેનાં ગાંધર્વ લગ્ન થાય છે. ઓખાના માળિયામાં કોઈ પુરુષ છે, એવી બાણાસુરને થોડા વખતમાં ખબર પડતાં તેની તપાસ થાય છે.

કૌભાંડ આવે છે અને ઓખાને પૂછે છે તે વખતે કવિએ ઓખાના મુખમાં 'કહેવા દેની તું મારી માતને, પછે તારી વાત રે' એ શબ્દો મૂકી ઠીકઠીક બાળસ્વભાવ ચીતર્યો છે. લડાઈ શરૂ થતાં ઓખા અનિરુદ્ધને લડવા જવાની ના પાડી તેને ગળે બાઝી પડી કહે છે:

**આ શો ઊજમ વઢવા તણો, સામું નથી કામધામ;**
**દાનવને માનવ જીતે નહિ, ન હોય ઋતુસંગ્રામ.**

આ બધા વર્ણનમાં કવિએ શૃંગારરસની જમાવટ સારી કરી છે. કવિ શૃંગાર વર્ણવતાં વીરરસમાં ઊતરી પડે છે અને તે પણ સારો અને મનોહર આલેખે છે. આખરે અનિરુદ્ધ અને ઓખાનાં લગ્ન થાય છે. એ લગ્નવિધિમાં પણ કવિએ આબેહૂબ વર્ણન કર્યું છે. આ સાંસારિક ચિત્ર કવિએ એવું સરસ ચીતર્યું છે કે તેમાંનો કેટલોક ભાગ આજે પણ લગ્નવિધિમાં જોવામાં આવતો હોવાથી કવિની અવલોકનશકિત માટે આપણને તેના પર પ્રેમ ઊપજે છે; એટલું જ નહિ પણ અંગ્રેજી કવિ શેકસપિયરમાં એવાં આબેહૂબ ચિત્ર પાડવાની શકિત હતી તેને અનુલક્ષીને કેટલાક આ કવિને ગુજરાતના શેકસપિયરની ઉપમા પણ આપે છે.

પ્રેમાનંદ રચિત લગ્નવિધિનું એટલે તેના સમયની વિવાહવિધિનું કવિ પોતે વર્ણના કરે છે. એ વિધિમાં રસ છે, આત્મા છે તથા કવિતા પણ છે. કવિ ગાય છે કે,—

**પીઠી ચોળો, પીઠી ચોળો, પટરાણી રે, મગ દળો, મગ દળો;**
**હો રાણી રે.**
**પગ ધુઓ, પગ ધુઓ, વરની ભાભી રે, ઓખાબાઈ રહેજો,**
**અખંડ સોહાગી રે.**

મોગવેસણની વિધિ પછી કલવાની વિધિ આવે છે અને વરઘોડો ચડે છે. તેમાંના સાંબેલાની યોજના પણ એવી જ છે. સુરતના લોકો વરઘોડિયા કહેવાય છે અને ત્યાંનાં સાંબેલાં ઘણાં ઠાઠવાળાં હોય છે, તે કવિની દૃષ્ટિ બહાર ગયેલું જણાતું નથી. વર સાસરે પહોંચે છે એટલે સાસુ પોંખવા આવે છે તે વખતે કવિ ગાય છે:

**ધુસળે મા પૂંખીશ ઉમયા, ધુસળે વૃષભનું જોતરું રે;**
**મુસળે મા પૂંખીશ ઉમયા, મુસળે અમૃત ખાંડણું રે.**

વળી કવિ કંસાર જમવાની વિધિ ગાય છે:

**'કંસાર જમો જમો રે જમાઈ, તારી રૂડી દીસે છે સગાઈ;**
**છોરા તું તો કાલો ને કળિયો, છોરા તું તો સોંગોમાંથી સળિયો.'**

એવા ગુજરાતી છંદોથી વરકન્યાની સ્ત્રીઓ પાસે મંગળ ગીતો કે માર્મિક વચનો ગવડાવે છે અને ગૌરવ આપે છે. તેમાં પણ સુરતની મીઠાઈ, શાકપાન તથા જમણવારની શોભા કરી છે. પહેરામણી આપ્યા પછી ઓખા સાસરે જાય છે; તે વખતે માતા તેને જે શિખામણ આપે છે, તે ઘણી સરસ અને ઉત્તમ છે; છેવટે દોરડા છોડવાની વિધિનું વર્ણન કરતો કવિ ગાય છે:

'બ્રહ્માએ વાળી દશ ગાંઠ, છબીલા દોરડો નવ છૂટે;
તારો શ્રીકૃષ્ણ વડવો તેડાવ, છબીલા દોરડો નવ છૂટે.'

દેવીદાસ નામનો કવિ સંવત ૧૬૦૪માં થઈ ગયો. તેણે રુકિમણીહરણ લખ્યું છે, તેમાં પણ દોરડા છોડવાની આ વિધિ જોવામાં આવે છે; એમાં આવો પાઠ છે :

'બ્રહ્માએ દીધી દશ ગાંઠ, છબીલા દોરડો કયમ છૂટશે?
તારો વસુદેવ તાત તેડાવ, છબીલા દોરડો કયમ છૂટશે?
તારી દેવકી માત તેડાવ, છબીલા દોરડો કયમ છૂટશે?

હિંદુ સ્ત્રીઓ દોરડો છોડવાના વિધિ વખતે દોરડો છોડાવવા મા તથા બાપને બોલાવવા માર્મિક તથા હાસ્યનાં વચનો કહે છે : તે પ્રમાણે કવિએ પણ કહ્યું છે. આવી રીતે આ આખ્યાનમાં અસલ સ્ત્રીસ્વભાવની નકલ કરી છે, જેથી કવિની ચિત્રકાર તરીકેની અદ્ભુત શકિત માટે પણ માન ઊપજે છે.

છેવટમાં હાલની સ્ત્રીઓ ગાય છે તેમ—

'આવ્યો આવ્યો દ્વારકાનો ચોર,
લાખેણી લાડી લઈ ગયો રે.'

ગાઈ એ આખ્યાન પૂરું કર્યું છે.

આમ આપણે એના જીવન અને કવન વિષે કંઈક વિહંગાવલોકન કર્યું.

મહાકવિ પ્રેમાનંદ સંવત ૧૭૯૦ માં અથવા આસપાસમાં અવસાન પામેલો. એને બે પુત્રો હતા : એકનું નામ વલ્લભરામ, જેને આજે સાહિત્યજગત કવિ વલ્લભના નામે પિછાને છે, જેણે એના પિતાનું અધૂરું રહેલું કાર્ય કેટલુંક પૂરું કરેલું અને બીજો જીવણરામ, જે સાહિત્ય જગતથી કંઈક અપરિચિત છે.

પ્રેમાનંદ સ્વભાવે માયાળુ, વિવેકી, આનંદી, ઠરેલ, ધર્મ ઉપર શ્રદ્ધાવાળો, રસિક અને સ્વતંત્ર વિચારનો હતો. વળી સંસારમાં રહ્યો છતાં તે હિંમતવાન હતો. એ પોતાના મિત્રમંડળમાં ઠાવકી મજાકથી, ઠાવકા અભિમાનથી અને ઠાવકા કોડીલાપણાથી રસવાર્તા કરી આનંદમાં કાળ નિર્ગમન કરતો.

આવાં નાનાંમોટાં પચાસ ઉપરાંત સર્જનો રચી જઈ તેને લોકસમૂહમાં આદરપાત્ર બનાવી ગુર્જરગિરાને એકલે હાથે એટલી સમૃદ્ધ કરનાર કવિનો જય હો.

અમે પણ અહીં પ્રચલિત સંસ્કૃત સુભાષિતનું પુનરુચ્ચારણ કરીએ છીએ, કે

**जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।**
**नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥**

સાચે જ બે સૈકા પૂર્વે થઈ ગયેલા ગુર્જરગિરાભૂષણ મહાકવિ પ્રેમાનંદ મૃત છતાં તેના યશ:શરીરથી તે સદા જીવંત જ છે—લોકાદરનો મહાન અધિકારી છે.

સંપાદક—

# ઓખાહરણ

કડવું ૧ લું—રાગ રામગ્રી

શ્રીગુરુગોવિંદને ચરણે લાગુંજી, ગણપતિ શારદા વાણી માગુંજી;
અંતર્ગતમાં ઇચ્છા છે ઘણીજી, ભાવે ભાખું કથા હરિતણીજી.
જે સાંભળતાં સુખ થાયેજી, મનની તે ચિંતા જાયેજી;
ચતુર્દશ લોક જેહને માનેજી, તેના ગુણ શું લખીએ પાનેજી ?

ઢાળ

પાને તે લખ્યા જાયે નહિ, શ્રીગણેશના ગુણગ્રામ;
સકળ કારજ સિદ્ધિ પામે, મુખેથી લેતાં નામ.
ગજવદન ગજનાસિકા, વળી દંત ઉજ્જવળ એક;
આયુધ ફરસી કર ગ્રહી, જેણે હણ્યા અસુર અનેક.
શુદ્ધ બુદ્ધ બે શ્યામા છે, સુત લાભ ને વળી લક્ષ;
સિંદૂર અંગે શોભીતું, મોદક અમૃત ભક્ષ.
નીલાંબર પીતાંબર પહેર્યાં, ચઢે સેવંત્રાં÷ સેવ;
મારા પ્રભુજીને પ્રથમ પૂજીએ, જય દુંદાળો દેવ.
ગૌરીનંદન વિશ્વવંદન, ભીડભંજન દેવ;
તેત્રીસ ક્રોડમાં દીપતો, સુર–નર કરે તારી સેવ.
સેવું બ્રહ્મતનયા સરસ્વતી, રૂપમનોહર માત;
તું બ્રહ્મચારિણી ભારતી, તું વૈષ્ણવી વિખ્યાત.
શ્વેત વસ્ત્ર ને શ્વેત વપુ, શ્વેત વાહન હંસ;
વિશ્વંભરી વરદાયિની, કરે કોટિ વિઘ્નનો ધ્વંસ.
કરુણાકટાક્ષી કમલનયની, કમળભૂ કન્યાય;
વેદ કર્મ જટા+ ઉપનિષદ, ધર્મશાસ્ત્ર ને ન્યાય.

---

÷ સેવંત્રાં=સોપારીની એક જાત.

+ જટા=વેદનો પાઠ કરવાના ચાર પ્રકારમાંનો ચોથો પ્રકાર.

બ્રહ્મવિદ્યા ને યોગવિદ્યા, પુરાણ અષ્ટાદશ;
ગાન તાન રસાલ તાલ, એ સર્વ તારે વશ.
દુહા ગાથા ને કવિત કથા, છંદ ભેદ ને નાદ;
એ તરંગ તારા સરસ્વતી, છે શબ્દના સંવાદ.
ચતુર્ભુજ ને ચાતુરી, વર્ણવું તારા ન્યાસ;
વૈશંપાયન ને વાલ્મીકિ, તુંને માને વેદવ્યાસ.
જૈમિનિ ને સૂત પુરાણિક, તેને કૃપા તારી હવી;
તેં જટ÷ ભટ્ટાચાર્ય કીધો, કાળિદાસ કીધો કવિ.
કરુણાળુ તું ને દયાળુ તું, હું કિંકર તારો માય;
રંક જાણી, આપ્ય વાણી, ગ્રંથ પૂરણ થાય.
સહકાર+–ફળ વામણો ઇચ્છે, અપંગ તરવા સિંધ;×
તેમ દાસ તારો હું ઇચ્છું છું, બાંધવા પદબંધ.

વલણ

પદબંધ બાંધું કથા કેરો, આખ્યાન ઓખાહરણ રે;
વદે વિપ્ર પ્રેમાનંદ માગું, મા,* કરો ગ્રંથ સંપૂર્ણ રે.

કડવું ૨ જું–રાગ રામગ્રી

એણી પેરે બોલ્યા શ્રીશુકદેવજી, બાણાસુરનો ઉતાર્યો અહમેવજી;
હરે આપ્યા સહસ્ર હાથજી, ચક્રે છેદ્યા તે વૈકુંઠનાથજી.

ઢાળ

વૈકુંઠનાથે હાથ છેદીને, ઉતાર્યું અભિમાન;
પરીક્ષિત પૂછે શુકદેવને, કહો ઓખાનું આખ્યાન.
વ્યાસનંદન વદે વાણી, વર્ણવું પૂર્ણાનંદ;
રસિક કથા ભાગવત તણી, તે મધ્યે દશમસ્કંધ.
શુકદેવ કહે પરીક્ષિતને, સુણ બાસઠમો અધ્યાય;
આખ્યાન ઓખાહરણનું, અનિરુદ્ધહરણ કથાય.

---

÷ જટ=એ નામનો કોઈ પ્રાચીન જડ બ્રાહ્મણ.
+ સહકાર=આંબો.
× સિંધ=સિંધુ, સમુદ્ર.
* મા=માતા.

પરબ્રહ્મથી એક પદ્મ પ્રગટ્યું, તેથી પ્રજાકર;÷
પ્રજાપતિનો મરીચિ, તેનો કશ્યપ નામે કુંવર.
તેથી હિરણ્યકશિપુ, પ્રહ્લાદજી, તેથી વિરોચન;
વિરોચનનો બલી બળિયો, તેનો બાણાસુર રાજન.
તે શોણિતપુરમાં રાજ કરતો, ઊપન્યો મન વિચાર;
વર પામું ઈશ્વર આરાધું, વશ વરતાવું સંસાર.
તેણે શુક્રાચાર્યને પૂછિયું, લાગી ગુરુને પાય;
કહો ગુરુજી તપ કર્યાનો, શુદ્ધ મને ઉપાય.
શુક્ર બોલ્યા હેત કરીને, સુણ બાણાસુર રાજાન;
સર્વ થકી ઉત્તમ ઉપાસન, કહું પરમ નિદાન.
ગંગાતટે જઈ તપ કરો, ઉપાસો મહાદેવ;
ભોળો શંભુ પ્રસન્ન થઈ, વર આપશે તતખેવ.
શુક્રનાં વાયક સાંભળી, થયો બાણ મન ઉલ્લાસ;
તપ કરવાને ચાલિયો, મન ધરીને વિશ્વાસ.
કૌભાંડ નામે મોટો મંત્રી, તેને સોંપ્યું પુર;
કૈલાસ નિકટે ગંગાતટે, જઈ તપ કરે અસૂર.
આસન વાળી ને લાગી તાળી, જપે ભોળો દૃઢ મન;
શત વરસ એમ વહી ગયાં, ઊધઈ વળગી તન.
વૃષા, શીત ને ગ્રીષ્મ વેઠે, ઓઢવા અવનિ ને આભ;
શ્રવણે સુગ્રીવે માળા ઘાલ્યા, મસ્તકે ઊગ્યો ડાભ.×
ક્ષુધા તૃષા ત્યજીને બેઠો, અઘોર માંડ્યું તપ;
માળા ફેરવે મન તણી, જપે જોગેશ્વરનો જપ.
ઇંદ્રે મોકલી અપ્સરા, તપ ધ્યાન કરવા ભંગ;
બાણાસુર ચૂકે નહીં, પરભવે નહીં અનંગ.
વૃષભે ચઢી શિવ આવિયા, ધરી અતીત કેરું રૂપ;
બાણાસુરને બોલાવિયો, ભાવે કરીને ભૂપ.

÷ પ્રજાકર=અહંકાર, પ્રજાપતિ, બ્રહ્મા.

× ડાભ=દર્ભ, દાભ.

નેત્ર ઉઘાડીને નીરખિયું, ત્યારે દીઠા શંકર જાણ;
ધસી હસીને ચરણે લાગ્યો, સ્તુતિ કરી નિરવાણ.
માગ્ય માગ્ય રે મહીપતિ, એમ કહે છે ઉમિયાનાથ;
બાણાસુર કહે નાથજી, મને આપો સહસ્ર જ હાથ.

વલણ

સહસ્ર હાથ આપો હરજી, ગણો ગણપતિ સમાન રે;
વિપત પડે તો આવજો, એમ કહી શિવ હવા અંતરધ્યાન રે.

કડવું ૩ જું—રાગ યમન—કલ્યાણ

આવ્યા આવ્યા ઉમયા સહિત મહાદેવ, દીઠી દીઠી અસુર તણી ઘણી સેવ.
નયણે નીરખ્યો અસુરનો દેહ, દીઠો સૂકા કાષ્ઠવત્ તેહ.
તેને લાગી શંભુજીશું તાળી, બાણાસુર બેઠો આસન દઢ વાળી.
એવાં એવાં તપનો માંડ્યો અભ્યાસ, માથા ઉપર ફૂટી નીકળ્યાં ઘાસ.
એના તપનો નહીં આવ્યો પાર, એમ વર્ષ ગયાં છે એક હજાર.
એવું તપ જોઈને બોલ્યા ત્રિપુરારિ, તમે સાંભળો પાર્વતી નારી.
એને તપે ત્રૈલોક બાધું÷ ડોલે, બાણાસુર તો બોલાવ્યો નવ બોલે.
તમે કહો તો એને વર આપું, ને હું સત્ય વચન કરી થાપું.
વળતાં બોલ્યાં પાર્વતી રાણી, એવા દુષ્ટને નાપો× શૂલપાણી.
દૂધ પાઈને ઉછેરો છો સાપ, તેથી તમે પામશો મહા સંતાપ.
પહેલાં તમે ભસ્માંગદ વરદાન દીધું, વરદાન પામ્યો કારજ એનું સીધ્યું.
વરદાન રાવણાદિકને આપ્યાં, તેણે દુષ્ટે જાનકીનાથ સંતાપ્યા.
તે માટે ઝાઝું શું તમને કહિયે ? હાંરે એવા દુષ્ટથી વેગળા રહિયે.
પછે તમને શી શિખામણ દીજે, ભોળા શંભુ રૂડું જાણો તેમ કીજે.
જાઓ નારી પાનીએ બુદ્ધિ તમારી, વરદાન આપતાં ન રાખીએ વારી.
એવું કહીને બોલ્યા તે ભોળો નાથ, દીધો બાણાસુરને શિર હાથ.
ઊઠ ઊઠ પુત્ર તું વર માગ્ય, તું તો સમાધિ ત્યજીને જાગ્ય.
વાણી શંભુની સુણીને જાગ્યો, તેણે શિવજી પાસે વર માગ્યો.

÷ બાધું=બધું.

× નાપો=ન આપો.

સ્વામી મને સહસ્ર હાથ જ આપો, મુજને પુત્ર કરીને થાપો.
એક એક હસ્ત એવો કીજે, હસ્તી સહસ્રગણું બળ દીજે.
અસ્તુ અસ્તુ કહીને શિવે વર આપ્યો, તેને તો પુત્ર કરીને થાપ્યો.
વરદાન લઈને દાનવ ઘેર આવ્યો, તેને બધા નગ્રલોકે રે વધાવ્યો.

વલણ

વધાવ્યો ત્યાં લોક સર્વે, આનંદ ઘણો મન થાય રે;
આવી રાજ બેઠો બાણાસુર, તેને ઊલટ અંગ ન માય રે.

કડવું ૪ થું–રાગ કેદારો

વર આપી વળ્યા વિષધારી રે, સહસ્ર ભુજ પામ્યો અહંકારી રે;
ખોંખારીને કહે પામ્યો હું જય રે, હું તો થયો છું અક્ષય રે.
અભિમાની બોલે એમ ગર્વ વચન રે, પુર વિષે આવ્યો રાજન રે;
સહુને આનંદ વાધ્યો મન રે....................................

ઢાળ

પાય લાગે પ્રજા પુરની, આવી મળ્યો પરધાન;
સહસ્ર ભુજ અંબુજ ફૂલ્યાં, તરુવરને સમાન.
જાણે જગમાં વડડાળ ફૂલી, હસ્ત એમ રાજા તણા;
પોહોંચે પોહોંચી ઝગમગે, જેવી શેષનાગની ફણા.
એકએક હસ્તે સહસ્ર હસ્તીબળ, વસુધાતળ વશ કીધું;
નાગવર્ગ ને સ્વર્ગ જીતી, એકચક્રવે રાજ કીધું.
ચોસઠ દેશ ને ચારે દિશા, બાણે વર્તાવી આણ;
પાય પૃથ્વીને ધ્રુજાવે, જુદ્ધ જુદ્ધ વદે મુખ વાણ.
મંત્રી સાથે વઢવું માગે, બાથ ભીડીને અંગ;
માતંગ મારે હયને પછાડે, પાડે પર્વતશૃંગ.
ભરાવે બાથ ને હાથ ઝાટકે, મુખે ભાખે મેઘસ્વર;
વઢનાર પાખે× બાણ શરીરે, પ્રગટ્યો પ્રાક્રમજ્વર.

---

× પાખે=વગર,

ગણ ગાંધર્વ ને અપ્સરા સાથે, કૈલાસ ગયો રાજન;
બાણાસુરે શંકરદ્વારે, માંડ્યું સંગીત ગાન.

થૈથૈકાર ધમકાર ઘૂઘરના, અબળાપગમાં ઠમઠમતા;
મંદિરમાંથી મહાદેવ નીકળ્યા, રામાની સંગે રમતા.

અસુર ઈશ્વર ને અપ્સરા નાચે, તે ઇન્દ્રાદિક જોય;
ચંગ મૃદંગ ને વીણા રસના, શબ્દ એકઠા હોય.

મહાદેવજી રસમગ્ન હવા રાયને થયા તુષ્ટમાન;
બાણાસુરને કહે ઉમિયાવર, માગ્ય માગ્ય વરદાન.

રાય કહે પ્રભુ પ્રથમ તમે, આપ્યા સહસ્ત્ર હસ્ત;
તે ભુજબળ મારું કોણે ન ભાગ્યું, મેં જીત્યા લોક સમસ્ત.

સ્વામી બળ આપ્યું તો જોદ્ધો આપો, એ માગવું છે મારે;
તમે વઢો કે વઢનાર આપો, જે મારા મદને ઉતારે.

તવ રીસ ચઢી અંતરે ઈશ્વરને, તું માગતાં ચૂક્યો મૂર્ખ;
તારા ભુજનો ભાર ઉતારશે, ત્રિલોકપૂજન પુરુષ.

પુત્રી તારીનો વડસસરો તે, તારા ભુજને હણશે;
થડથી છેદીને કર તારાના કટકે કટકા કરશે.

તવ બાણાસુરને શુદ્ધ હવી,+ એ તો મેં માગ્યો શાપ,
કડાક કડાક કટકા થાશે ત્યારે, કેમ ખમાશે અદાપ ?

ભૂપ કહે સાંભળિયે સ્વામી, તમ વચન પ્રમાણ;
એટલું માગું આપ કને, આગળથી થાયે જાણ.

શિવ કહે તારી ધર્મધ્વજા આકૃણિએ ભાંગી પડશે;
ત્યારે તો તું જાણજે, રિપુ આવી ગડગડશે.

વલણ

ગાજશે શત્રુ કહી વળાવ્યો, નગ્રમાં આવ્યો સોય રે;
આસન બેસી દહાડી બાણાસુર, ધજા સામું જોય રે.

---

+ હવી=થઈ.

કડવું ૫ મું—રાગ બિલાવલ

વળીવળી પૂછ્યું પરીક્ષિત રાયજી, શુકદેવજી કહોને કથાય જી;
દેવકન્યા પ્રગટી જેહ જી, દૈત્યપુત્રી તણો સંદેહ જી.

ઢાળ

દૈત્યપુત્રી કેમ હવી, શુકદેવજી કહોને સત્ય;
વિસ્તારીને વર્ણવો, ઓખા તણી ઉતપત્ય.
શુકદેવ વળતું બોલિયા, તમે ભલી પૂછી વાત;
ઓખાની ઉત્પત્ય ક્યમ હવી, કહું તમને સાક્ષાત્.
એક વાર ગિરિ કૈલાસથી, શિવજી તે મધુવન જાય;
ઉમયાજી ઘેર એકલાં, તેણે વિચાર્યું મનમાંય.
શિવને દિવસ થાશે ઘણા, નંદી ને ભૃંગી સંગ;
સંતાન મારે કાંઈ નહિ, તે માટે લ્યોને સંગ.
શિવજી કહે, કરજો પ્રગટ, ઇચ્છા થકી સંતાન;
તપ કરવાને જાઉં છું, ધરવાને હરિનું ધ્યાન.
એમ કહીને શંકર ચાલ્યા, આવ્યા તે ગંગાતીર;
દઢ આસન વાળીને બેઠા, મનમાં રાખી ધીર.
દિવસ કેટલા વહી ગયા, ને ચૈત્ર માસ તે આવ્યો;
પરસેવો ઉમયાને અંગે, થયો તે તો નવ ભાવ્યો.
માર્જન કરવા ઇચ્છા કીધી, મલિન દીઠું અંગ;
સુગંધી તેલ કકડાવિયાં, જલ ઉષ્ણ મૂક્યું પ્રસંગ.
પાર્વતીએ મન વિચાર્યું, મંદિરમાં નથી કોય;
હું પુત્ર એક પ્રગટ કરું, જે દ્વાર આગળ જોય.
પછે દક્ષિણ અંગથી મેલ ઉતારી, ઘડ્યું પુત્રનું રૂપ;
તેના હાથ, પગ ને ઘૂંટણ, પહાની ટૂંકડું અંગસ્વરૂપ.
ચતુર્ભુજ ને ફાંદ મોટી, મોટું તે મસ્તક સંગ;
કપોલ ગ્રીવા સુંદર શોભે, વિચિત્ર દીસે અંગ.
તેના વામ કરમાં કમળ આપ્યું, બીજે બેરખો જાણ;
ત્રીજે હાથે જલકમંડલ, દક્ષિણ ફરશી પાણ.

બાજુબંધ ને બેરખા, કુંડળ ઘાલ્યાં કર્ણ;
કટીએ શોભે મેખલા ને, ઘૂઘરા બાંધ્યા ચર્ણ.
તેને સર્પનું ઉપવીત આપ્યું, મોદિક આપ્યો આહાર;
મૂષકનું વાહન આપ્યું, ઉર સેવંત્રાંનો+ હાર.
તેનું ઘૃત સિંદૂરે અંગ ચર્ચ્યું, કાયા કંચનની પરિણામ;
પ્રતિહાર કરીને થાપિયો, ગણપતિ ધરિયું નામ.
મુખવચન માતાજી બોલ્યાં, હું માર્જન કરું આ વાર;
કોઈ પુરુષ આવે આંગણે તો, રાખજે ઊભો દ્વાર.
એકલો બાળક બારણે બીશે, વિચાર્યું મન માત;
એની પાસે જોડ હોય તો, બેઠાં કરે બેઉ વાત.
વામ અંગથી મેલ ઉતારી, ઘડચું કન્યાસ્વરૂપ;
તેની શોભા શી વર્ણવું ? શુકદેવ કહે સુણ ભૂપ.
તેનું વદન પૂનમચંદ્ર સરખું, નેત્ર નિર્મળ જાણ;
નાસિકા શુકચાંચ સરખી, દશન* બીજ પ્રમાણ.
તેના અધર અતિ ઓપે રાતા, કપોલ ગ્રીવા જેહ;
ભુજદંડ છે ગજસૂંઢ સરખા, કુચ બિજોરાં તેહ.
તેની જંઘા જાણે કદલી સરખી, ઉર ઉજ્જવળ અંગ;
તેનાં ચરણ જાણે પદ્મનાં, કેસરી કટીનો લંક.
કર કંકણ ને મુદ્રિકા, કંઠે પુષ્પનો હાર;
કર્ણે ઝાલ ઝબૂકે, પાયે નૂપુરનો ઝમકાર.
મસ્તકે ગૂંથી રાખડી, કંઠે મુક્તાનો હાર;
અણવટ પગે વીછુવા, કટીમેખલા શણગાર.
તેને ચણિયો ચોળી પહેરાવિયાં, શિર ઘાટડી પરિધામ;
શુકદેવ કહે પરીક્ષિતને, તેનું ઓખા ધરિયું નામ.
તેને ઢીંગલાં ને ઢોલડી, કુંડલી કોથળી જેહ;
પાંચ કોડાં, દાબડી, વેલણ, રમવા આપ્યાં તેહ.

+ સેવંત્રાં=સોપારી * દશન=દાંત.

કુમકુમ ચંદન ચાંદલો, કાજલ સિંદૂર સંગ;
તેલ તંબોલ* ને નાડાછડી, કરી તે પૂજા અંગ.

વલણ

કરી પૂજા અંગ સોહિયે, કુંવરી કન્યા જેહ રે;
શુકદેવ કહે પરીક્ષિતને, એમ ઓખા પ્રગટી તેહ રે.

કડવું ૬ ઠું–રાગ રામગ્રી

વળીવળી પૂછ્યું પરીક્ષિતરાયજી, શુકદેવજી કહોને કથાય જી;
ઉમયા અંગથી ઊપની જેહ જી, દૈત્યપુત્રી તણો સંદેહ જી.

ઢાળ

સંદેહ મારા મન તણો, તે ટાળિયે ઋષિરાય;
એ ભ્રાત ભગિની દ્વારે મૂકી, રચ્યો કુણ ઉપાય?
ત્યારે પૂંઠે શું થયું, મુને સંભળાવોને તેહ;
વિસ્તારીને વર્ણવો, શુકદેવજી, સર્વે તેહ.
શુકદેવ વળતું બોલિયા, તું સાંભળ રાજકુમાર;
ઉમિયાએ ઓખાની પ્રત્યે, એમ કહ્યું તેણી વાર.
હું મંદિરમાં માર્જન કરું છું, ત્યાં દીધી શિખામણ;
કોઈ પુરુષ આવે આંગણે તો, કરજે મુજને જાણ.
એમ કહીને ગયાં ઘરમાં, ઉગાર્યું ઉષ્ણોદક સાર;
બાવનચંદન ઘોળિયાં તે, કનકપાત્ર મોઝાર.
વસ્ત્ર આભૂષણ ત્યજીને, નહાય છે ઉમયા માત;
મોકળે કેશે નેત્ર મીંચી, બેઠાં છે સાક્ષાત.

રાગ મારુની દેશી

ઋષિ નારદજી તેણી વાર, હૂતા બ્રહ્મસભા મોજાર;
ઋષિએ મન કર્યો વિચાર, હું તો જાઉં ત્યાં નિરધાર.
શિવ–ઉમિયાને વઢવાડ, માંહોમાંહી કરાવું રાડ;
એવું વિચાર્યું ઋષિરાય, જ્યાં ઉમિયાજી બેઠાં નહાય.

---

* તંબોલ=તાંબૂલ–પાન

આવ્યા અંતરિક્ષથી ઋષિરાય, ત્યારે દીઠી પાર્વતીએ છાંય;
જાણે પહેરું તે વસ્ત્ર સુવેખે, રખે ઉઘાડું અંગ રે દેખે.
તે માટે શિરના કેશ, તેણે ઢાંક્યું તે અંગ સુવેશ;
જોઈ ઋષિ નારદ સિધાવ્યા, શિવ પાસે ગંગાતટે આવ્યા.



આવી બોલ્યા શિવશું વાણી મારી વાત સુણો શૂલપાણી;
તમે ધરી બેઠા શું ધ્યાન? ઘેર પ્રગટ્યાં છે બે સંતાન.
એવું સાંભળતાં તત્કાળ, ઊઠી અંગમાં મોટી જ્વાળ;
એવું કહીને ચાલ્યા છે મુન્ય, મહાદેવ હવા અતિ શૂન્ય.

શિવ ઘરમાં પેસે જ્યારે, પેલે જોદ્ધે વાર્યા ત્યારે;
અલ્યા ચોરટો છે કે ભિખારી, નહાવા બેઠાં છે માત અમારી.
શવ ઘરમાં પેસે જ્યારે, જોદ્ધે અટકાવ્યા ત્યારે.
માંહોમાંહી થયો સંગ્રામ, બેમાં કોઈ ન છાંડે ઠામ.
જટા સહીને નાખ્યા છે ઈશ, મહાદેવને ચડી અતિ રીસ;
ઢીંકા પાટુ ને ગડદો સાથ, અન્યોઅન્ય ભીડી છે બાથ.
ધાયા ભૂત ભૈરવ વૈતાળ, રણે કોપ્યો ઉમિયાનો બાળ;
ઘણું કોપ્યા શ્રીત્રિપુરારી, ગાજ્યા ગણપતિ બહુ રીસ ધારી.
બેઉ સરખા છે બળવંત, ઘણું કોપ્યા તે ઉમિયાના કંથ;
કોપ્યા ગણપતિ તે બહુ અંગ, સર્વ સેનાનો કીધો ભંગ.
નાઠી સેના દેખી બળધીશ, કોપ્યા ગણપતિ કોપ્યા ઈશ;
બેનું રૂપ ભયંકર ભાસે, દેખી મુનિવર ના'વે પાસે;
જટા સાહીને નાખ્યા ઈશ, ત્યારે શિવને ચડી અતિ રીસ.

ઢાળ

જટિલ જોગી ને ભસ્મભોગી, દીસંતો અવધૂત;
આજ્ઞા વિના અધિકાર ન જાવા, જો હોય પૃથ્વીનો ભૂપ.
વચન એવું સાંભળીને, કોપિયા શિવરાય;
ત્રિશૂલ મારી શિર છેદિયું, જઈ પડયું ચંદ્રરથ માંય.
ઓખા મનમાં ત્રાસ પામી, દેખીને દારુણ કર્મ;
માતાની પાસે કહેવા ન ગઈ, નવ લહ્યો આગળ મર્મ.
મહાદેવ મંદિરમાં ગયા, ઝબક્યાં તે ઉમિયા મનં;
નેત્ર ઉઘાડીને નીરખિયા, શિરકેશે ઢાંક્યું તન.
વસ્ત્ર પહેરીને થયાં બેઠાં, પૂછિયું શિવરાય;
બે બાળક તો બારણે મૂક્યાં, કેમ આવ્યા મંદિર માંય ?
શિવ કહે શિર છેદિયું, પેલો પુરુષ હૂતો જેહ;
સ્ત્રીહત્યા મેં નવ કરી, જીવતી તો મૂકી તેહ.

એમ કહેતાં ઉમિયા પડ્યાં પૃથ્વી, એ શું કીધું શિવરાય ?
અંગ થકી ઉત્પન્ન કર્યાં, બેઉ બાળક તમારાં થાય.
હમણાં તે મારા પ્રાણ કહાડું, કાં જિવાડો એહ;
શિવ કહે, શિર છેદિયું, જઈ પડયું પર્વત તેહ.
એક મૂરતમાંહી મસ્તક આણી, મેહેલો* તે એને અંગ;
નદી ભૃંગીને મોકલ્યા, જઈ જોયા પર્વતશૃંગ.
મસ્તક તો લાધ્યું નહિ, એક હસ્તી દીઠો વન;
એકદંત ને મહા ઉન્મત્ત, જઈ વિદાર્યું તન.
મસ્તક લઈને આવિયા, શિવ ઉમિયા કેરી પાસ;
મહાદેવે મસ્તક ચોડિયું, વરદાન દીધું હાથ.
મારે હાથે દુઃખ જ પામ્યો, મુજ પહેલો પૂજાય;
શુભ કામે સ્મરણ કરે, તેનું સિદ્ધ કારજ થાય.

વલણ

વરદાન એવું આપિયું, શિવ તેણે ઠામ રે;
પહેલી પૂજા કરી પોતે, ગજવદન ધરિયું નામ રે.

કડવું ૭ મું–રાગ મારુ

ઉમિયા આવ્યાં તે મંદિર બહાર, નવ દીઠી તે ઓખા કુમાર;
મીઠાની કોઠડી હુતી જયાંહે, કન્યા નાસીને પેઠી ત્યાંહે.
ઉમિયાને ક્રોધ ચઢ્યો અપાર, ઓખાને શાપ દીધો તેણી વાર;
ત્યાર પૂંઠે તે શું થાય, તેની કહું હવે કથાય.

ઢાળ

શાપ પુત્રીને હવો, તે સાંભળો કહું રાય;
વરસ એક લગણ પુત્રી, રહેજે લવણની માંય.
વચન એવું સાંભળીને, દુઃખ પામી મન;
લવણ મધ્યે કોમળ કાયા, કેમ જાશે વરસ દન ?

* મેહેલો=મેલો–મૂકો.

ગદ્ગદ કંઠે ઓખા બોલી, દયા કરો મુજ માત,
અપરાધ કિંચિત્માત્ર છે, તેમાં આવડી શી ઘાત?
મેં શાપ તમારો શીશ ચડાવ્યો, અનુગ્રહ કેમ થાય?
માતા કહે મહિમા વાધશે, તારો મૃત્યુલોકની માંય.
પછી પાર્વતીજીએ પ્રેમ આણી, કહ્યો માસ જ એક;
વરસ આખે ઉત્તમ કહિયે ચૈત્ર માસ વિશેક.
તે માસે તે લવણ કેરો, કરે સંગ્રહ જેહ;
પાર્વતીજી પુત્રીને કહે, તે દુઃખ પામે દેહ.
ચૈત્ર માસે વ્રત અલૂણું, કરે જે સ્ત્રીજન;
સંસારનાં સુખ ભોગવે, પામે પુત્ર કલત્ર ને ધન.
ચૈત્ર કેરા દિન ત્રીસે, અન્ન અલૂણું ખાય;
માતા કહે સત્ય જાણજો, તે સ્વર્ગવાસી થાય.
માતા કહે, મહિમા કહું, એવો ચૈત્ર નિર્મળ જાણ;
એક માસ અલૂણું ન કરે, તેનું મિથ્યા જીવ્યું જાણ.
વ્રત કરીને દાન કરવું, લવણ કેરું જેહ;
આખ્યાન સાંભળે પાતક જાયે, નિર્મળ થાયે દેહ.
પાંચ દહાડા પાછલા, વ્રત કરે સ્ત્રીજન;
કરે ભોજન લવણ પાખે, એક ઉજજવળ અન્ન.
હું શાપમોચન તુજને કહું છું, ઓખાને કહે છે માય;
શ્રી ભગવાનકુળમાં વર થશે, તે ગ્રહશે તારી બાંય.
સર્વે દોષ ટળશે તે થકી, સાંભળ ઓખાબાઈ;
સંતોષી એમ એ સર્વે કહી, આનંદ પામ્યાં સહી.
પછે ઓખા લવણમાં પેઠી, શાપ મટાડવા કાજ;
શુકદેવ કહે પરીક્ષિતને, કહું બાણાસુરનું કાજ.

વલણ

કથા કહું તે સાંભળો, ધરીને એક ધ્યાન રે;
તે પછી શું નીપજ્યું, વિસ્તારું રાજન રે.

કડવું ૮ મું–રાગ વેરાડી

એક સમે ચંડાલણી, ઊભી રાજદ્વાર;
વાસીદું વાળી કરી, કીધું ઝાકઝમાળ. એક સમે૦ (ટેક)
રાજા તે સૂતા ઊઠિયા, અતિ પ્રાતઃકાળ;
મુખ આડી સંમાર્જની રાખી રે ચંડાળ. એક સમે૦
તે જોઈ બાણાસુરે પૂછિયો, સઘળો વિસ્તાર;
મુખ આડી સંમાર્જની, કેમ રાખી તેં, નાર? એક સમે૦
ચંડાલણી કહે રાયજી, સાંભળો મહારાજ;
વહાણામાં મુખ કેમ દાખવું, જાણી કીધી મેં લાજ. એક સમે૦
રાજા કહે સત્ય બોલ તું, નહિતર દેશું રે દંડ;
શા માટે આડી ધરી, સંમાર્જની, રંડ? એક સમે૦
વળતી ચંડાલણી એમ વદે, સાંભળો રે ભૂપાળ;
સાચું બોલું છું હું હવે, રખે દેતા રે ગાળ. એક સમે૦
પ્રાતસમે જોવું નહીં, વાંઝિયાનું વદન;
તમારે કાંઈ છોરું નથી, સાંભળોને રાજન. એક સમે૦
તે માટે સંમાર્જની, આડી કીધી મેં રાય;
સાચું બોલી છું, જે ઘટે, તેવો કરજો રે ન્યાય. એક સમે૦
રાજાએ સત્ય માન્યું સહી, નવ કીધો રે ક્રોધ;
રાજ મૂકી કૈલાસે ગયો, બાણાસુર જોધ. એક સમે૦
તપ કરવા વેગે ગયો, દઢ રાખી વિશ્વાસ;
ધ્યાન ધર્યું મહાદેવનું, મુંને પુત્રની આશ. એક સમે૦

કડવું ૯ મું–રાગ મારુ

તેણે સમે રાણી કહેવા રે લાગી, જોઈ રાજાનું રૂપ,
બાણમતી એમ બોલિયાં, રાય થયો વૃક્ષ સ્વરૂપ.
રાય, એ વરને શું લાવિયા, તમારી કોણ આવશે સંગ?
અપત્ય શેં નવ લાવિયા? હું હુલાવત ઉછરંગ.
બાણમતી દુઃખ પામી કહે, બહુ બળ તણું શું કામ?
સંતાન મારે કાંઈ નથી, શિર વાંઝિયાનું નામ.

રાયે રિધસિધ ત્યાગ કીધી, ચલિયો વન માંહે;
કૈલાસગિરિએ આવિયો, બેઠા છે શિવજી જ્યાંહે.
તાતને ચરણે લાગિયો, તવ પૂછયું શિવરાય;
સંતાન મારે કાંઈ નથી, કાંઈ પુત્ર પુત્રી થાય.
ત્યારે પાર્વતીજી બોલિયાં, મારે પુત્ર એક ગણેશ,
તે તો આપ્યો જાય નહીં, ત્રિલોકનો દેવેશ.
અપત્ય કો આપે નહીં, જે પોતાનું સંતાન;
તેત્રીશ કોટીએ પૂજા કરી, મૃત્યુલોકમાં માન.
દેવ દૈત્યમાં પ્રીત ન હોય, પિતા પુત્ર ન થાય;
વચન એવું સાંભળી મન ઝાંખો થયા એ રાય.
પછે ઉમાએ શિવને કહ્યું, પુત્રી લવણમાં છે જેહ;
તેને ત્રીશ દહાડા થયા પૂરા, આપોને પુત્રી તેહ.
ત્યારે પુત્રી કહેવા લાગી, સાંભળો મુજ માત;
કૈલાસે હું ક્યારે આવું, સત્ય કહોને વાત.
ફાગણ વદ તૃતીયાને દિવસ, તું આવજે મુજ પાસ;
ગોર કરીશ જો પુત્રી મારી, તો પૂરીશ તારી આશ.
તે ભર્યું ભાજન લઈને ચાલ્યો, લવણ મધ્ય કુમાર;
માથે ચડાવી થયા મારગ, આવ્યો નગર મોઝાર.
પછે ભાજન ભાંગીને કન્યા કહાડી, દીઠું તે સુંદર રૂપ;
પંચામૃતે પખાળી કરી, શણગાર સજાવ્યા ભૂપ.
ભાટ ચારણ ગુણ ગાંધર્વને, ત્યાં આપિયાં બહુ દાન;
તરિયા તોરણ× બાંધિયાં, જાણે પુત્રી પુત્ર સમાન.
ગજે બેસાડી નગર મધ્યે, ફેરવી લાવ્યો રાય;
વાજિંત્ર વાજે અતિ ઘણાં વળી બંદી જશ બહુ ગાય.
શુકદેવ કહે, પરીક્ષિત સુણો, પહેલી દેવકન્યા રાય.
સંદેહ મનનો ટાળિયે, પછી દૈત્યપુત્રી થાય.

---

× તરિયા તોરણ=જેમાં કસબના તાર હોય તેવાં તોરણ.

નિત્ય રાજસભામાં બાણ બેસે, ધરે બહુ અભિમાન;
એવું જોઈને બોલિયો, કૌભાંડ જે પરધાન.
ગર્વ ન કીજે રાયજી, કાંઈ મન વિચારી જોય;
પાંચ દહાડા પુરુષને કાંઈ છાયા ફરતી હોય.

વલણ

છાયા ફરતી પુરુષને, સરખી સદા ન હોય રે;
ગર્વ કદી નવ કીજીએ, માનો રાજા સોય રે.

કડવું ૧૦ મું–રાગ રામેરી

બાણાસુર નૃપ ઓચર્યો, દેશું તે કન્યાદાન;
તેને પુણ્યે પામશું ફળ, કોટી યજ્ઞ સમાન.
આકાશવાણી એમ હતી, સાંભળજે રાય નિરધાર;
પુત્રી ઇચ્છાવરે પરણશે, કારણરૂપ કુમાર.
ત્યારે રાજા વિસ્મય પામ્યો, છે કાંઈ કારણ વાત;
આકાશવાણી એમ હવી, કાંઈ વરતશે ઉત્પાત.
શુક્રાચાર્યને તેડિયા, પ્રશ્ન, પૂછ્યું રાય;
આકાશવાણી સુણીને, મને ચિંતા મન બહુ થાય.
જન્મપત્રિકા કરો એહની, અશુભ ગ્રહ જે હોય;
તેને હું કરું પાધરા, કર મૂછ ઘાલ્યો સોય.
શુક્રાચાર્ય જ બોલિયા, એ બળ તણું નહિ કામ;
વિચારીને જોને રાજા, મનમાં મોટી હામ.
તે ભવિષ્ય ટાળ્યું નવ ટળે, સહુ કહે જે આડે આંક;
નિમિત્ત કો છૂટે નહીં, ત્યાં ગ્રહ તણો શો વાંક?
જન્મપત્રિકા કરી એહની, સાંભળ રાજકુમાર;
એ કન્યા જ્યારે પરણશે, ત્યારે વરતશે હાહાકાર.
મન વિચારી રાજા બોલ્યો, શુક્ર પ્રત્યે એમ;
એ કન્યા નવ પરણાવું, એ વાતનો મારે નેમ.

વલણ

નિયમ મારે એ વાતનો જ, પરણાવવાનો હું નહીં;
વિપ્ર પ્રેમાનંદ કહે, ઓખાને, માળિયે ચડાવીએ સહી.

સાખી*

એમ કહીને માળિયે, રાખી ઓખાબાઈ રે;
રખવાળો બહુ મૂકિયા, સુણો પરીક્ષિતરાય રે.

કડવું ૧૧ મું–રાગ લલિત

ઋષિ કહે; સુણ રાય અનુભવી, એક કથા મધ્ય બીજી નવી,
બાણાસુર વર પામીને વળ્યો, તે એકલો મૃગિયાએ પળ્યો.
મહાવનમાં ગયો રાય બાણ, સારંગને કર્યો સાવધાન;
મૃગિયાએ ગયો એ વનમાં તાત, ઓખા ચિત્રલેહાએ જાણી રે વાત.
ચિત્રલેહાને કહે ઓખાય, ચાલો સહિયર પૂજીયે ઉમિયાય;
ચંદનપાત્ર, કુસુમના રે હાર, શ્રીફળ ફોફળ મૂક્યાં સાર.
નૈવેદ્ય બિજોરાં ને શર્કરા સાર, પૂજાથાળ ગ્રહી નાર;
ઉપહાર લઈને ચાલ્યાં સતી, મનમાં વિરહની થઈ ચટપટી.
ગંગા નાહવા ગયાં ઉમયા માત, તે ઓખા ચિત્રલેહાએ જાણી વાત;
સંગાથે લીધી સહસ્ત્રજ સખી, બાંધી આયુધ અબલા અંગરખી.
મદને ઘેલી બન્યો રે જતી, થઈ છે ઉદય ભાગ્યની રતી;
જઈ પાર્વતીને લાગ્યાં પાય, મસ્તકે કર મૂક્યો ઉમિમાય.
લીધું ચરણામૃત અંજલી ભરી, ષોડશોપચારે માની પૂજા કરી;
કુસુમહાર કંઠે ધરાવતી, અગર ધૂપે કરી આરતી.
પૂજા કરી ફરી લાગ્યાં પાય, વદે દેવી, દીકરી, વર માંગ;
કન્યા કહે, રૂપ કંદર્પ ક્રોડ, એવા વરની માગું જોડ.
ઉમયા કહે, માગ્ય બીજી વાર, તોયે તેણે માગ્યો ભરથાર;
ત્રીજી વાર કહ્યું, માગ્ય ફરી, આપો સુંદર સ્વામી ઓચરી.

---

* આ સાખી કોઈ કોઈ પ્રતોમાં મળતી નથી.

દેવી કહે વરદાન હશે ખરાં, જા કન્યા, પરણજે ત્રણ વરાં;+
ઓખા કહે કર્મે દઈ હાથ, ત્રણ નાથ તે મહા ઉત્પાત.
મેં પૂજ્યાં તમને સ્વારથ, એમ પરણે લોકમાં હસારથ;×
દેવી કહે, ટાળું સંદેહ, ત્રણ વાર પરણીશ તેનો તેહ.
શુભ સ્વામી ઇચ્છે જો તરત, તો જઈ કરજે અલૂણું વરત;
કુંવરી કહે, કંથનું શું જાણ, વ્રત કર્યાનું કુણ એંધાણ ?
દેવી કહે, તેની ચિંતા કશી, વૈશાખ સુદિ* દ્વાદશી;
ભોગવશે સ્વામી અંગ તુજ તણું, મધ્યરાત્રે આવશે સ્વપનું.
તુજને સ્નેહ ઘણો વ્યાપશે, ચિત્રલેહા આણી આપશે;
ગયાં ઉમિયાજી કરુણા કરી, ઓખા પધાર્યાં મંદિર ભણી.
મૃગિયા રમીને આવ્યા તાત, પુત્રી વર પામ્યાની જાણી વાત;
ચિંતા ચિત્તમાં થઈ છે ઉદે, ભયદાવાનલ પ્રગટ્યો હૃદે.
વિચાર ઉપન્યો અંતર ઘણો, વડસસરો જે પુત્રી તણો;
તે સગાઈ કાંઈયે નહીં ગણે, નિશ્ચે મારા ભુજને હણે.
પુત્રી ઘડપણ પાળે શુંય, માટે ઓખાને મારું હુંય;
જ્યારે નાશ પામે ઓખા રે બાઈ, નહીં વેવાઈ ને નહીં રે જમાઈ.
વેવાઈ હોય તો છેદે પાણ, માટે ઓખાને મારું નિર્વાણ;
ભૂપતિ ક્રોધાતુર જ થયો, નગ્ન ખડ્ગ ખેંચીને ગયો.
એમ પુત્રીને મારવા જાય, ત્યાં આવ્યા ઋષિ નારદ રાય;
નારદ કહે, રાય, ખડ્ગ જ ધરી, ક્યાં ચાલ્યા તમે ક્રોધ જ કરી ?
રાજા કહે છે માંડીને વાત, જાઉં છું પુત્રીનો કરવા ઘાત;
ઋષિ કહે સાંભળ ભૂપાળ, શું કરે પુત્રી નાનું બાળ ?
તુજને લાગશે સ્ત્રીહત્યાય, માટે કરો એક ઉપાય;
આપણ બાળકને પરણાવીએ કાંય, રાખ્ય કુંવારી, પરણાવીશ માય.÷
નહીં જમાઈ વેવાઈ કોય, પછે તારે શી ચિંતા હોય ?
ગયા નારદ એવું કહી, બાણે બાળકી મારી નહીં.

---

+ વરાં=વાર. × હસારથ=મશ્કરી. * કોઈ પ્રતમાં ચૈત્ર સુદિ દ્વાદશી છે.
÷ માય=નહિ.

×ઢળાવ્યું સીસું દૈત્ય નરેશ, ન હોય ઘરમાં પવનપ્રવેશ;
દશ સહસ્ર મૂક્યા રખવાળ, મેડી ઉપર ચડાવી બાળ.
પાસે મૂકી બાળ સનેહ, વિધાત્રી નામે ચિત્રલેહા તેહ;
જોઈએ અન્નવસ્ત્ર ને પાણી, બાંધી દોરીએ લીએ છે તાણી.
રહી સખી બે, મનમાં મોદ, ખાઈ પી કરે હાસ્યવિનોદ;
ઊપજે કામ, દઢ મન રાખતી, ઘણું દોહ્યલા દહાડા નાખતી.

વલણ

નાખતી દિવસ દોહ્યલા, સાંભળ પરીક્ષિત ભૂપ રે;
એમ કરતાં ઓખાને આવ્યું, વર વરવાનું રૂપ રે.

કડવું ૧૨ મું–રાગ ગોડી

વર વરવાને જોગ થઈ, પ્રગટ્યાં તે સ્ત્રીનાં ચેન જી;
ઓખા કહે છે ચિત્રલેહાને, એક વાત સાંભળને બેન રે;
સૈયર શું રે કીજે મારી બેની રે? દહાડલા કેમ લીજે? (ટેક)
જમપે ભૂંડું મારું જોબનિયું ને, મદપૂરણ મુજ કાય જી;
પિતા તો પ્રીછે નહિ, મારો કુંવારો ભવ કેમ જાય રે? સૈ૦
સહુ કો સાસરે જાય ને આવે, સૈયરો મુજ સમાણી જી;
હું અપરાધ વણ ઘણું રે પીડાણી, આંખે ભરું નિત્ય પાણી રે. સૈ૦
એ રે દુઃખે હું દૂબળી, મને અન્ન ઉદક નવ ભાવે જી;
આ આવાસરૂપી શૂળી રે સહેવી, નિદ્રા તે કઈ પેરે આવે રે? સૈ૦
ધન્યધન્ય તે કામની, જેણે કંથને કંઠ ગ્રહી રાખ્યો જી;
હું અભાગણીએ પરણ્યા પિયુનો, અધરસુધારસ ન ચાખ્યો રે. સૈ૦
મરજાદા સહિત માટે માણસ,÷ કરે આંખનો અણસારો જી;
તે સુખ તો મેં સ્વપ્ને ન દીઠું, વ્યર્થ ગયો જન્મારો રે. સૈ૦
સ્વામી કેરો સંગ નહીં નારીને, એથી બીજું શું નરતું* જી?
હવે આશા શી પરણ્યા તણી? મારું જોબન જાયે ઝરતું રે? સૈ૦

---

× કોઈક પ્રતમાં આમ એક વધારાની લીટી પણ છે: 'નવા ઘરનો માંડ્યો આરંભ, ચણાવ્યો આવાસ એક જ સ્તંભ.'

÷ પાઠફેર=મરજાદા સહિત ભરથાર બોલાવે.  * નરતું=નઠારું.

બીજી વાત રુચે નહિ, ભરથારભોગમાં મગન જી;
ઇહાં વર આવે તો તરત વરું, નવ પૂછું જોશીને લગન રે. સૈ૦
વચન રસિક કહેતાં કરુણાભેર, આવે લચકતી ચાલે જી;
પ્રેમકટાક્ષે પિયુને બોલાવે, તે હૃદિયા ભીતર સાલે રે. સૈ૦
મરકલડે મુખે ને મધુરે વચને, મર્યાદા મન આણી જી;
શાક પાક મેં પિયુને ન પીરસ્યાં, આઘો પાલવ તાણી રે. સૈ૦
એવાં સુખ મેં નયણે ન દીઠાં, મારું કર્મ અતિ કઠોર જી;
જન્મ મારો એળે ગયો, જેમ વગડાનું ઢોર રે. સૈ૦
જળ વિના જેવું માનસરોવર, ચંદ્ર વિના નિશા જેવી જી;
એમ કંથવિનાની કામની, હું અભાગણી તેવી રે. સૈ૦
અરણ્યમાં જેમ વેલી ફૂલી, ત્યાં નહીં ભોગી ભમર જી;
તેમ વપુવેલી જોબન ફૂલ્યું, ન મળ્યો ભોગી વર રે. સૈ૦
જળ વિના જેમ વેલડી, લવણ વિના જેમ અન્ન જી;
ભરથાર વિના જે ભામની, તેને દોહ્યલા નાખવા દંન રે. સૈ૦
એ સુખ હું મિથ્યા ગણું છું, હું તો લેવાઈ મારે પાપેજી;
આ બંધીખાનીરી કરમે કીધી, શૂળીએ ચડાવી બાપે રે. સૈ૦
અકળ ગતિ છે ગોવિંદજીની, શું નીપજશે બહેની જી?
ગોવિંદજીનું ગમતું રે થાશે, મનડું મારું રહે નહીં રે. સૈ૦

વલણ

મન મારું રહે નહીં, વિરહવહ્નિ થયો ઉદે રે;
એમ વલવલતી ઓખાને દેખી, ચિત્રલેહા વાણી વદે રે.

કડવું ૧૩ મું–રાગ મેવાડાની દેશી

શિખામણ દે છે ચિત્રલેહા જો, તું તો સાંભળ બાળસનેહા જો;
એમ છોકરવાદી નવ કીજે જો, બાઈ બળિયા બાપથી બીજે જો.
એવું નીચ સમજવું તોરું જો, આપણ મોટાં માબાપનાં છોરું જો;
એમ લાંછન લાગે કુળમાં જો, પ્રતિષ્ઠા જાયે એક પળમાં જો.
કીજે કહ્યું હોય જે તાતે જો, નવ જઈએ બીજી વાટે જો;
હું તો રહી છું રક્ષા સારું જો, બેની, તું માણસ નહિ વારુ જો.

મેં ન થયું તારું રક્ષણ જો, બાઈ તુજમાં પ્રગટયું અપલક્ષણ જો;
તુંમાં કામકટકદલ× પ્રગટયું જો, હવે મારે રહેવું નથી ઘટતું જો.
જોને રાય બાણાસુર જાણે જો, અંત આપણા બેનો આણે જો;
મંત્રી દુઃખદાયક છે વરતી જો, હું તો ભૂંડી કહેવાઉં તુજ મળતી જો.
મારા સમ, જો તું કરે મન વ્યગ્ર જો, એમ સ્વામી ન પામીએ શીઘ્ર જો;
થાકે ડગલાં ન ભરીએ લાંબાં જો, ઉતાવળે ન પાકે આંબા જો.
હું પ્રીછી કામનું કારણ જો, બેની રાખ્ય હૈયામાં ધારણ જો;
પિયુને મળવું કોને નથી ગમતું જો, સૌને જોબન હીંડે છે દમતું જો.
તુંમાં જ્ઞાન અક્કલ નથી અર્થ જો, કારાગૃહમાં તે ક્યાંથી કંથ જો?
મારી ઓખાબાઈ સલુણાં જો, તમે વ્રત કરોને અલૂણાં જો.
આવ્યો ચૈત્ર માસ એમ કરતાં જો, પછે ઓખાજી વ્રત આચરતાં જો;
અલવણ* અન્ન જમી દિન ખૂએ જો, દીપક બળે ને ભૂમિએ સૂએ જો.
માત ઉમિયાને આરાધે જો, દેહ દમન કરે મન બાધે જો;
થયું પૂરણ વ્રત એક માસે જો, કો ના જાણે એકાંત આવાસે જો.

વલણ

આવાસે એક સ્થંભ વિશે, વ્રત કીધું ઓખાય રે;
થયો સ્વપ્નસંજોગ સ્વામીનો, તે ભટ પ્રેમાનંદ ગાય રે.

કડવું ૧૪ મું—રાગ કેદારો

નાથ વિના હું એકલી, કેમ કરીને રહેવાય?
કામજ્વર પ્રગટ થયો, જ્વાળા કેમ સહેવાય? નાથ વિના૦ (ટેક)
માતાપિતા વેરી થયાં, જેણે દુઃખમાં નાખી;
વાંક વિના વિપત ઘણી, આ શૂળીએ રાખી. નાથ વિના૦
મારો હરખ રહ્યો, હૈડા વિષે રંડાપો વળગ્યો;
કંથવિજોગ છે દોહ્યલો, પ્રાણજીવન અળગો. નાથ વિના૦
શણગાર સજીને હું શું કરું? દેખાડું કોને?
સેજ બિછાવી સ્વામી વિના, જાઉં કોના મોંને? નાથ વિના૦

---

× કટક=સૈન્ય * અલવણ=મોળું.

ઉજ્જડ વનમાં હું રહું, નહીં કોને જોઉં;
તસ્કરની* જેમ માતને, કોઠીમાં રોવું. નાથ વિના૦
મારી દિનદિન કાયા દૂબળી,+ સૈયર શું કરીએ ?
કંથવિજોગ છે દોહ્યલો, ફાટીને મરીએ. નાથ વિના૦
હોય સુખ ઘણું પિયર વિષે, તોયે ઓછું આવે;
ભાઈ ભોજાઈ મેણાં દીએ, નઠારી કહાવે. નાથ વિના૦
કોને રે પિયુ મેં પરભવ્યો, પેલા ભવની રે માંહે;
તે દૈવ મુને દંડ દીધો, આવી આ ભવ માંહે. નાથ વિના૦
રાત વેરણ થઈ માહરી, નહીં વહાણું વાયે;
પ્રેમાનંદ પ્રભુ જો મળે, તો સુખડું થાયે. નાથ વિના૦

કડવું ૧૫ મું—રાગ કેદારો

શુકદેવજી વાણી વદે, ઓખા ભરી છે પૂરણ મદે,
વૈશાખ સુદિ દ્વાદશ હૂતી, સ્વામી સ્વામી કરતી સૂતી.
સુખે નિદ્રા કરે છે બાળ, તન તપ્ત ઉઠે વ્રેહજ્વાળ;
વ્રેહની જ્વાળાનો તાપ ન સમે, ઘણા દોહ્યલા દિવસ નિર્ગમે.
સમયસંજોગ સૂર્યને અસ્તે, કુચમર્દન કરે છે સ્વહસ્તે;
અધર કરડે ચુંબન દે ઘેલી, બેઉ ચરણ હૃદે પર મેલી.
લડથડતી આવે હીંડી, ચિત્રલેહાને પાડે ભુજ ભીડી;
સૂતાં સજ્જાએ એકઠાં વળગી, સૈયરને ન કરે અળગી.
પર્યંકે÷ પ્રેમદા રમે, એમ આળે નિશા નિર્ગમે;
કાંઈ લખિત વાત છે ભાવી, જુગ્મ કામનીને નિદ્રા આવી.
ઓખા ઊંઘમાં ન જાણતી હૂતી, સખીની સેજે જઈને સૂતી;
તેને થાવા ન દે ઉપરાંટી,× અન્યોઅન્ય ભરાવે આંટી.
સૂતી સ્વામી સ્વામી કરતાં, થાવા લાગ્યાં સ્વપ્નાંતર ત્યાં;
થઈ સ્વપ્ને ઓખા આનંદી, વર મળ્યો છે વ્રેહનો ફંદી.

---

* 'ચોરની મા કોઠીમાં મોં ઘાલી રુએ' સરખાવો લોકોક્તિ. + પાઠફેર=નબળી
÷ પર્યંકે=પલંગ ઉપર. × ઉપરાંટી=એક બાજુ.

મંડપ મનુષ્યે ભરાયો ખચખચી, દીઠી નૌતમ ચોરી રચી;
એક સ્વામી તે રૂપ રસાળો, તેની સાથે મળ્યો હથેવાળો.
ચાર મંગળ ફેરા ફરિયાં, કંસારનાં ભોજન કરિયાં;
દાસી ગીત ગાયે છે વરણી, ઓખા પિયુજીશું ઊઠી પરણી.
+લાયક સ્તંભ પોતાની મેડી, ત્યાં પિયુજીને લાવ્યાં તેડી;
પીળી પાઘ ને વાઘો લાલ, શિર તોરો છે ફૂલ ગુલાલ.
શોભે ભૂષણ ને નવરંગ, હાથે મીંઢળ શોભે અંગ;
બેઠાં શય્યાએ શ્યામા ને સ્વામી, એવું સ્વપ્ન તે પ્રેમદા પામી.
વ્યાપ્યો વામાને વ્રેહનો રોગ, સ્વપ્ને પામી સુખસંભોગ;
નાથ બોલાવે કરી આદર, પ્હેરાંતી શામાની સાદર.
રતિસંગ્રામ કરે છે નિઃશંક, ગ્રહી અધરે દેતી ડંખ;
ટૂટ્યો હાર વછૂટી મેખલા, રમે રતિસુખ આસન કળા.
સ્વપ્ને નારીને મળિયો નૃપ, કન્યા ખલિત થઈ કંદ્રપ;
ભાંગી નાખ્યો તે ભોગનો ભેદ, ઊપન્યો અમૃત પરસ્વેદ.
મધુરી બોલે જંતરણી, એમ મોઢે વાત અંતરની;
સ્વપનમાં રજની જાગે, તે તો કન્યાને રૂડું લાગે.
મનમાંહી તે મન ગયું પેસી, ખાવું ખાધું તે એકઠાં બેસી;
બીડી* અરધી કરડી નાથે, આપી ઓખાજીને હાથે.
ખાતાં મુખ મરડયું બીડી બોટી, પિયુને રીસ ચઢી પ્રાત ખોટી;
અનિરુદ્ધ વિમાસે મન, ચિત્ત ભાંગ્યું વિચાર ઉત્પન્ન.
કહે મુજ કુલ ખોઈ લાજ, રખે જાણે શ્રી મહારાજ;
હું તો થઈ ગયો કામી અંધ, પરનારી સાથે શો સંબંધ?
એમ વિચારે ભરથાર, વિરહાતુર બાણકુમાર;
પતિને જોઈ મોહ જ પામી, પછી વિરહની વેદના વામી.
બીડી પાનની અરધી કરડી, ખાધી મન વિના મુખ મરડી;
ભરથારને ભ્રાંત જ આવી, સેજથી નાથ ગયો રિસાવી.×

---

+ પાઠફેર=એક સ્તંભ. * બીડી=પાનબીડી. × રિસાવી=રિસાઈ.

વલણ

રિસાવી ગયો રમણ કરતાં, સ્વપ્નાંતરની વાત રે;
અચિંતી ઊઠી ઓખા જાગી, સાચે માંડ્યો આંસુપાત રે.

કડવું ૧૬ મું-રાગ સામેરીની સાખી:

સામેરી+ સજન વળાવિયો, તાતી વેળું માંહે;
હું ન સરજી વાદળી, પિયુને પળપળ કરતી છાંય રે.
સાહેલી, સાગર ઊલટ્યો, રતન તણાયાં જાય;
કરમહીણો ભરે મૂઠડી, તેના શંખલે હાથ ભરાય રે.
સેજ સૂતાં સ્વપનો ભયો, પિયા ગૃહી મોરી બાંહે;
અચિંતાં ઝબકી ગઈ, પિયુ ન દેખું ત્યાંહે રે.
સૂઉં ત્યારે પિયુ સાંભરે, જાગું તો પિયુ જાય;
રેન કે સ્વપ્નાંતરે, ક્યું જિઊં મોરી માય.
સ્વપ્નામેં પિયુ આવિયા, ઊંઘે લાગો ધાય;
બલિહારી એ સ્વપ્નાકી રે, મત સ્વપ્ના હો જાય રે.
સ્વપ્નાને તોરા કહા કિયા, મત જગાવે મોય;
જો મેરા પિયા ના મિલે, તો મેં મરુંગી સોય રે.

રાગ સામેરી

જાગી જાગી રે રામા રસભરી, તપાસે સેજલડી ફરીફરી રે. રામા૦ (ટેક)
ઊઠીને સજ્જા પર બેઠી, વિચાર વિષે પેઠી રે;
ચતુરા ચક્ષુને ચોળીને જોતી, પછે નેત્રે નીર ભરી રોતી રે. રામા૦
ભુજ દઈને લલાટે રે બેઠી, વિરહભરી છે બાળી રે;
થરથર ધ્રૂજે ને કાંઈ ન સૂઝે, રુવે છે આંસુડાં ઢાળી રે. રામા૦
મુખે કરડે છે આંગળી, મેં વણસાડ્યું થોડાને કાજે રે;
મેં મૂઈ મોહોડું મચકોડ્યું, બીડી ન ખાધી તે દાઝે રે. રામા૦
લડથડતી ચાલે ને પાલવ ઝાલે, ભમર ભોળી ભાળે રે;
કરે સ્વામીને સાદ સંભારી, નયણે તે આંસુડાં ઢાળે રે. રામા૦

---

+ જુદી જુદી ચાર પ્રતોમાં આ સાખીઓ જણાય છે. એ પ્રેમાનંદની જ રચેલી હશે કે કેમ એ શંકાસ્પદ છે. + સામેરી=જોડીદાર-સાથીદાર.

ધબધબ ગઈ નારી, તપાસી બારી, દીઠી તે ભોગળ ભીડી રે;
જોઈ ચારે ખૂણે, ને મસ્તક ધૂણે, વિલપે વિજોગની પીડી રે. રામા૦
કરે કાલાવાલા, મનોરથ ઠાલા, ઠણઠણતી દે છે સમ રે;
તમારે હસવું, મારે રોઈ મરવું, ધીરજ રાખું કામ ક્યમ રે ? રામા૦
આપી સંભોગસુખ, પછી દેવું દુઃખ, મારી નિર્બળ કર્મની રેખા રે;
અતીશે મા તાણો, દયા મન આણો, તમને બાપના સમ, ઘો દેખા રે. રામા૦
જુઓ પ્રીત તપાસી, હું છું દાસી, દંડ ઘો અપરાધ સારુ રે;
કરો સ્નેહ, કે વાલા તજું દેહ, અતિ ઘણું તે નહિ વાર રે. રામા૦
મીટે મીટ માંડો ને ખટ પટ છાંડો, ન બોલો તો કંઠ નાખું વહાડી રે;
બીડી માટે થયાં મન ખાટાં, કહો તો મુખના તંબોળ લઉં કહાડી રે. રામા૦
અરે નાથજી, ન જઈએ હાડે, રાડ તે ફોગટ ફાંસુ રે;
અમો પર ન આવે દયા, દેખી મારી આંખડીએ આંસુ રે. રામા૦
અનેક ઉપાય કીધા કન્યાએ, ન બોલ્યો નાથ, આશા ભાંગી રે;
વદે વિપ્ર પ્રેમાનંદ, થઈ ગતિ મંદ, પછે ઓખા તે રોવા લાગી રે. રામા૦

કડવું ૧૭ મું–રાગ રસિક મલાર

મારો પિયુ પરદેશી થઈ રહ્યો, રિસાયો ભરથાર;
રત્ન આવ્યું'તું હાથમાં, રાખી ન શકી આણી વાર રે. મારો૦
હવે દોષ દેવો શો કર્મને, હાસ્યમાં થયું કલ્પાંત;
મેં તો મરકલડે મુખ ફેરવ્યું, મારા નાથને પડી છે ભ્રાંત રે. મારો૦
હવે વહેલા પધારોને, નાથજી, મારું હૃદય ફાટી જાય રે;
સુખસાગર વહી ચાલિયો, જોબન તણાયું જાય રે. મારો૦
વ્યાકુળ મન કન્યા તણું કેશ છૂટા છે ચારે દિશ;
હાથ ઘસે, કલ્પાંત કરે, હવે શું થાશે, જગદીશ ? મારો૦
પેલે ભવે કર્મ શાં કર્યાં ? પાપી પતિવિજોગની જ્વાળ;
હુંશ* રહી હેડા વિષે, રંગમાં ડસિયો રે વ્યાળ.÷ મારો૦
ચો દશા ભાળે ભામિની, ઓચિંતાં ઘો દર્શન;
ઊઠે, બેસે, અવની પડે, જેમ જળ વિના તલપે મીન. મારો૦

---

* હુંશ=હોંશ. ÷ વ્યાળ=સાપ.

એમ રુદન કરે સુંદરી, જાગી ચિત્રલેહા તત્કાળ;
તેણે હૃદિયા સાથે ચાંપીને, ચુંબન દીધું ગાલ. મારો૦
તાત તારો જો જાણશે, આપણ બેના આણશે અંત;
સાચું કહેને મારી બેનડી, તેં શું દીઠું સ્વપન ? મારો૦

વલણ

ઓખા કહે, સુણ બેનડી, મુંને ભાવ ન લગાર રે;
ભટ પ્રેમાનંદ એમ કહે, પ્રાણ જાવતાં શી વાર રે.

કડવું ૧૮ મું–રાગ વેરાડી

આશાભંગ થઈ ભામિની, રૂવે સ્તુતિ કરે સ્વામીની;
ચિત્રલેહા ભણી તે ગઈ, ઊઠ બહેની, તું શું સૂઈ રહી ?
છે ચતુર કૌંભાડકુમારી, પૂછે વાત સકળ વિસ્તારી;
ચિત્રલેહા કહે, સુણ બાળી, કેમ રૂવે છે આંસુડાં ઢાળી ? ૧



જાગી સૈયર બેબાકળી, કેમ રૂએ છે કન્યા વ્યાકુળી ?
આવડી ઓખા શાને કાંપી ? શકે ઓથારે તુજને ચાંપી.
મારી મીઠી તું રહે છાની, તને રક્ષા કરે રે ભવાની;
કહે બેની તને શું હવું ? સ્વપ્નમાં દીઠું કાંઈ નવું ?
ઓખા કહે છે કર્મે દેઈ હાથ, થોડા સારુ દૂભ્યો મેં નાથ;
હસતાં-રમતાં ચઢી ગયો ક્રોધ, ફોગટ ફાંસું÷ થયો વિરોધ.
કર દીવો ને ઘર નિહાળિયે, છે આટલામાં પિયુ માળિયે;
ચિત્રલેહા કહે, ઘેલી થઈ, હેવે અહીંયાં અવાયે નહીં.
આવી ન શકે પ્રાણી પંખના, એ તો સ્વપ્નાની એવી ઝંખના;
પિયુ પિયુ ! કરતાં તું સૂતી ચતી, માટે સ્વપ્નમાં દીઠો પતિ.
સ્વપ્ને નિર્ધન પામે ધન, સ્વપ્ને વંઝા પ્રસવે તન;
જાગે, દેખે તો ઠાલો ઉછંગ, સ્વપ્ન મૃગજળના રે તરંગ.
ઇંદ્રજાળની જેવી વસ્ત, ગ્રહિયે ને ઠાલો હસ્ત;
લભ્ય ન થાય દીઠું સ્વપ્ને, દર્પણ રૂપ ન આવે કને.
ગાંધર્વનગર ને ગગનકુસુમ, ભોગ અસ્થિર સ્વપ્નના તેમ;
નિદ્રાવશ મન ક્યાંહી ભમે, સ્વપ્નસુખ નહિ સાચું ક્યમે.
ચિત્રલેહાએ દીધી હારણ, સખી ઓખાને આપે ધારણ
કુંવરીનું મનાવા મન, કીધો દીપક ફેરવ્યો ભવન.
તપાસ્યું માળિયું ચારેપાસ, પડી ઓખા થઈને નિરાશ
વાધી વિરહ તણી વેદના, મૂર્છાગત થઈ અચેતની.
ચિત્રલેહાએ બેઠી કરી, હૃદયે ચાંપી બે ભુજ ભરી;
કામવશ થકી મન લાજતું, વિરહતપ્ત છે તન દાઝતું.
છાંટી સખીએ પાયું નીર, વિરહે વ્યાકુળ સ્વેદ શરીર;
ચિત્રલેહા કહે, સુણ સતી, સાવધાન થા તું, લાવું પતિ.
કેમ વીસર્યું ઉમાનું વચન ? સ્વપ્ને વરશો સ્વામિન;
ઓખા કહે, મને સ્મરણા થઈ, આણી આપ પ્રભુને અહીં.

÷ ફાંસુ=ફાંસલો, પાશ.

વિધાત્રી કહે, શું તેનું નામ ! સ્વપ્ને સ્વામીનું કોણ ગામ ?
કોણ જાત, પિતા ને માત ? લેઈ આવું, કહે માંડી વાત.
ઓખા કહે કર્મે દઈ ભુજ, વારેવારે શું પૂછે મૂઢ ?
મન મળવા રહ્યું ટમટમી, તેનું રૂપ અંતરે રહ્યું રમી.
ઓખા કહે, હું તો ઘેલી થઈ, નામઠામ પુછાયું નહીં;
નાત જાત ને માત પિતાય, પ્રીછી નહિ જે પ્રથમ પુછાય.
રૂપકળા મને મન ગમી, તે સ્વરૂપ રહ્યું ચિત્ત રમી;
બાઈ ! તે નાથે મિથ્યા મને દમી, સુખસૂરજ ગયો આથમી.
નિશા નહિ જાયે નિર્ગમી, મળવા મનડું રહ્યું ટમટમી;
વિરહદુઃખ ન રહેવાય ખમી, લાવ નાથને ચરણે નમી.
સખી કહે કર્મે દેઈ હાથ, તું માંડી કહે બધી વાત;
મિથ્યા વાત કહે છે મને, નામઠામ વિના લાવું કેને ?
તું કાંઈ એક આશરો વધ, તારા સ્વામીને લાવું સદ્ય;
ઓખા બોલે છે આળપંપાળ, આહાં આવે તો ઓળખું તત્કાળ
ઘણું રૂપ સબળ છે સારું, તેણે ચિત્તડું ચોર્યું છે મારું;
લાવ સખિ ! શીઘ્ર તેહને નહિ તો પાડું મારા દેહને;
સ્વામી વિના તો જીવવું વૃથા, માટે પિંડ પાડું સર્વથા.

વલણ

પિંડ હું પાડું સર્વથા, આજ ન આવે સ્વામી રે;
ચિત્રલેહા રૂપ ચીતરે, કાગળમાં બહુ કામી રે.

કડવું ૧૦ મું–રાગ નટની દેશી

કાગળ રંગ લીધો રે વિધાત્રી, ભાત્યભાત્યનાં ચીતરે સ્વરૂપ;
સ્વર્ગના સુર, પાતાળના પન્નગ, લખિયા તે ભૂમિના ભૂપ. કા૦
વાયુ, વરુણ ને પાવક લખિયા, જક્ષરાય ને જમ;
ઓખા કહે, તું લઘુને મૂકીને, વૃદ્ધને દેખાડે છે ક્યમ ? કા૦
ગણેશ, ઈશ ને અંબુઈશ લખિયા, લખિયા તે સેનાના ધીશ;+
જુગ્મ તુરૈયા× સઉ જોડાવ્યા, તોયે ધુણાવે શીશ. કા૦

+ ધીશ=ઉપરી × તુરૈયા=તુરિ ( ઘોડો )-તુરિના તન–અશ્વિનીકુમાર

પ્રભાકર, સુધાકર લખિયા, ગિરિજાવર ગંભીર;
ઓખા કહે એમાં કોઈ નહીં, મારા સ્વામીજી કેરું શરીર. કા૦
અષ્ટ વસુ ગણ ગાંધર્વ લખિયા, લખિયા તે બારે મેહ;
સપ્ત જળનિધિ, અષ્ટ ધાતુકર[×] લખી તે તેહની દેહ. કા૦
વેદ મુનિ ને જુગ્મ વીણાધર,[+] લખિયા છે ચિત્રવિચિત્ર;
મારુતગણ ને લખિયા વિદ્યાધર, સપ્તઋષિજી પવિત્ર. કા૦
શત કૌરવ ને પંચ પાંડવ, દેશદેશના રાય;
કન્યાના કોઈ મનમાં ન આવે, આકુળવ્યાકુળ થાય. કા૦
ચિત્રલેહા મન માંહી વિચારે, મેં લખિયા તે ઠામોઠામ;
વિષયી પુરુષ ભામનીનો ભોગી, શ્રીકૃષ્ણ તણું એ કામ. કા૦
ચતુરભુજ પીતાંબરધારી, લખિયા તે શ્રીમહારાજ;
દીઠા શ્રીકૃષ્ણ ને ઓખા ઊઠી, કીધી વડસસરાની લાજ. કા૦
અરે સહિયર, એ ભિયાના[÷] રે કુળમાં છે મારો ભરથાર;
તવ પ્રદ્યુમ્નને લખી દેખાડ્યો, લાજ કીધી બીજી વાર. કા૦
કન્યા કહે, અવયવ પ્રભુના, આ પુરુષ કોઈ વૃદ્ધ;
ચિત્રલેહાએ લખી દેખાડ્યો, કાગળમાં અનિરુદ્ધ. કા૦
મુગટ ભમર પર વદન સુધાકર, નેત્ર બે અંબુજ;
ઘેલી ઓખા ધાઈ ને ભેટી, કાગળને ભરી ભુજ. કા૦
ધન્યધન્ય નાથજી, હાથ ગ્રહીને, ન મૂકીએ તે બીડી સારુ;
હૃદય અબળાનું હોય કાચું, કુણ ગજું છે મારું ? કા૦
ના ના, બોલો મારા સમ છે, લાજો છો શા માટે ?
ચિત્રલેહા કહે ન હોય સ્વામી, વળગ્યામાં કાગળ ફાટે. કા૦

વલણ

કાગળ ફાટે કામની, ચિત્રલેહા બોલી વાણી રે;
ઓખા કહે, તું દ્વારિકાથી, આપ્ય પ્રભુને આણી રે.

× ધાતુકર=વસ્તુઓ. + જુગ્મ વીણાધર=તુમ્બુરું અને નારદજી
÷ ભિયાના=ભાઈના (પુરુષના)

કડવું ૨૦ મું-રાગ મારુ

ઓખા કહે છે; સુણ સાહેલી, લાવ નાથને વહેલી વહેલી;
બાઈ તું છે સુખની દાતા, લાવ સ્વામીને થાય સુખશાતા.
ઓખા! તને તો પડ્યા એ હેવા, સખી આણ્યાના ઉપાય કેવા?
તને પરણ્યા તણું મન થાય, નથી લાવ્યાનો એક ઉપાય?
દૂર પંથ છે દ્વારામતી, કેમ જવાય મારી વતી?
ત્યાં તો જઈ ન શકે રાય શક્ર, રક્ષા કારણ ફરે છે ચક્ર.
જીવતાં તો ફરી ન અવાય, નિશ્ચે મસ્તક છેદન થાય;
જાવું જોજન સહસ્ર અગિયાર, તારો કેમ આવે ભરથાર!
નયણે નીરની ધારા વહે છે, કર જોડી કન્યા કહે છે;
બાઈ! તારી ગતિ છે મોટી, તને તો ન કરે કોઈ ખોટી.
સહિયરને સહિયર હોય વા'લી, બાઈ! તેં મને હાથે ઝાલી;
આપણે બે બાળસંઘાતી, તું તો પ્રાણદાતા છે વિધાત્રી.
માબાપ વેરી થયાં મારાં, મેં તો ચરણ સેવ્યાં છે તારાં;
ચિત્રલેહા તું દીનદયાળ, એમ કહીને પગે લાગી બાળ.
ચિત્રલેહાએ ધારણા દીધી, પછી કાયા પક્ષિણીની કીધી;
બોલી ચિત્રલેહા સત્ય વાણી, ક્ષણ એકમાં આપું આણી.
તેશું× પરણાવું રૂડી રીત, તો તું જાણજે મારી પ્રીત;
ઓખા કહે, રહેજે રુડે આચરણે, રખે અનિરુદ્ધને તું પરણે.
સખિ! સુંદર વરને જાણી, રખે થતી તું પટરાણી;
એનો અતિશે છે હાથ રૂપાળો, રખે મેળવે તું હાથેવાળો.
બાઈ! જાદવવર છે રૂડો, રખે પહેરીને બેસતી ચૂડો;
બાઈ! જઈને આવજે તર્તે, રખે તે સાથે મંગળ વર્તે.
સખિ! આવજે વહેલી વહેલી, વહાણું વાતા પહેલી પહેલી;
બાઈ! તારો છે વિશ્વાસ, રખે કરતી મને નિરાશ.
કોઈ ન જાણે એવું કરજે; વેગે સ્વામીને લઈ ને ફરજે,
જો જાણશે પિતા બાણ, તો તો આપણા લેશે પ્રાણ.

× તેશું=તેની સાથે.

તું તો કરજે સ્વામીનું જતન, મુજ રાંકને હાથ રતન;
પછે પંથે વળાવી વિધાત્રી, પક્ષિણી મન વેગે જાતી.
દ્વારિકા પહોંચી કામિની, છેલ્લી દોઢ પહોર જામિની;
જાવા કીધું નગરમાં મન, એવે આવ્યું સુદર્શન.
જેવું મસ્તક છેદે બળમાં, કન્યા પેઠી ગોમતીના જળમાં;
એવે નારદ ઋષિ ત્યાં આવી, ચક્રભય થકી કન્યા મુકાવી.
કહે નારદ, સુદર્શન! એને લઈ જવા દેજે તન;
એ તો કામ છે કૃષ્ણને ગમતું, માટે રખે તું એને દમતું.
પછે ઉદકની અંજલિ લીધી, મંત્રી વિધાત્રી નિર્ભય કીધી;
તામસી વિદ્યા ઋષિએ આપી, પછે પીઠ પ્રેમદાની થાપી.
હવે અલ્પ રહી છે રાત્રી, જા લે અનિરુદ્ધને તું વિધાત્રી;
ગયું ચક્ર તે પશ્ચિમ પાસે, ઋષિ નારદ વળિયા આકાશે.
ચાલી ચિત્રલેહા જોતી ગામ, સામસામાં શોભીતાં છે ધામ;
સપ્ત ભોમિના ભવન તે ભાસે, જોતાં ભૂખ તરસ તે નાસે.
બહુ કળશ ધ્વજા બિરાજે, જોતાં અમરાપુરી તો લાજે;
શોભે છજાં ઝરૂખા ને માળ, મણિમય થંભ ઝાકઝમાળ.
વાંકી બારી ને ગોખે જાળી, નીલા કાચ મૂક્યા છે ઢાળી;+
લીંપી ભીંતે સોનાની ગાર, ચળકે કામ તે મીનાકાર.
ભલાં ચૌટાં શેરી ને પોળ, સામસામી હાટની ઓળ;
ઘેરઘેર તે વાટિકા કુંજ, કરે ભમર તે ગુંજાગુંજ.
મોટા માતંગ ઘૂમે ને ડોલે, ગુણગાન બંદીજન બોલે;
દીસે દ્વારિકા વૈકુંઠ સરખી, ચિત્રલેહાએ નગરી નીરખી.
દુર્ગ કોસીસાં× રૂડાં બિરાજે, ચારે પાસે રત્નાકર ગાજે;
ત્યાં તો ગોમતીનો સંગમ, ઉદ્ધરે સ્થાવર ને જંગમ.
શકે અવાસ અડકશે વ્યોમ, જાણે વૈકુંઠ આણ્યું ભોમ,
ઘેરઘેર હરિગુણ ગાય, ચિત્રલેહા તે જોતી જાય.

---

+ કોઈ પ્રતમાં આવી એક લીટી વધારે છે:
ઝળકે મંડપ હેમની થાળી, પટમાંહે જડી પરવાળી.

× કોસીસાં=વાંદરાના માથા જેવા લાગતા કોટ-કિલ્લાના કાંગરા.

વાસુદેવનાં ઘર નિહાળી, ગઈ જ્યાં વસે શ્રીવનમાળી;
સોળ સહસ્ત્ર નારી વિહારી, દીઠા ઘેરઘેર દેવ મુરારી.
હરિનાં સાઠ લાખ છે તન, જોયાં તેહ તણાં ભવન;
જોયું કામધામ ધાતકાર, દીઠો મેડીએ કામકુમાર.
અનિરુદ્ધ સૂતો છે હિંડોળે, ત્યાં દાસીઓ વાયુ ઢોળે;
શોભે દીપક ચારે પાસ, બે ચરણ તળાંસે દાસ.
ત્યાં બાવનાંચંદન બેહેકે, બહુ હિંડોળે ફૂમતાં લહેકે;
કામકુંવર તે કામ જ જેવો, ચિત્રલેહાને ચોરી લેવો.
લેવા કુંવરનું કારણ, સમર્યું નિદ્રાનું ધારણ;
રાતે જે કોઈ જાગતું હતું, તે તો જે જેમ તે તેમ સૂતું.
ધારણ ભારણ ભારી કાયા, વ્યાપ્તમાન થઈ જોગમાયા;
અનિરુદ્ધ તણી કિંકરી, તે તો સૂતી નિદ્રાએ ભરી.
ચિત્રલેહા ઘરમાં ગઈ, પણ કુંવર (તો) જાગ્યો નહીં;
ત્યાં વિચાર અંતરમાં કીધો, કડાં કાઢી હિંડોળો લીધો.
બે બે ડાંડી કરમાં ઝાલી, ખેચરી+ ગતે× ચતુરા ચાલી;
કરે યતન અંતરમાં વહાલ, એવી ઊડી જે આવે ન આલ.*
ગોવિંદે ગોઠવણી કીધી, જાણી જોઈને જાવા દીધી;
ઘેર ઓખા જુવે છે વાટ, ના'વ્યા નાથ ને થાય ઉચાટ.
એવે સાંભળી પાંખ જ વાગી, ત્યારે ઓખાની આરત ભાંગી;
લાવી. ચિત્રલેહા કહેવા લાગી, આપ વધામણી મુખમાગી.
આ નાથ તારો હિંડોળે, નરનારી મળો તમે ટોળે.

સાખી

ટોળે મળો તમે તારુણી, આ તારો ભરથાર;
પછે ઓખાએ ચિત્રલેહાને, દીધા સોળ શણગાર.

કડવું ૨૧ મું–રાગ મારુની દેશી

ઓખા કહે છે ચિત્રલેહાને, તેં આપ્યું પ્રાણનું દાન;
સખી કહીને કેમ બોલાવું? તું છે દેવી સમાન.

---

+ ખેચરી=પંખી. × પાઠફેર=ખેચર રીતે. * આલ=ઝાડવું.

દીપક જાગતો કરીને કન્યા, પરણ્યાની પાસે આવી;
શું સૂતા નિદ્રાવશ સ્વામી, હિંડોળો સોહાવી.
કામકુંવરને આ શી નિદ્રા ? સૂવું સારું લાગે;
દૂર પંથથી કંથ પધાર્યા, તોયે સૂતા નવ જાગે.
રજની અલ્પ રહી છે રાણા, ઊંઘ તે તમને આ શી ?
જોને સખી, એ ભિયા દિસે છે, કુંભકરણના ઉપાસી.
ઊંચે સ્વરે જઈને બોલાવે, ચરણનેપુર વજાડે;
હસ્યા મિષે હીંડોળો હલાવે, તોયે ન આંખ ઉઘાડે.
વાયુ ઢોળે ને ચરણ તળાંસે, મુખ કરે સ્તવંન;
એવે સમે અનિરુદ્ધને આવ્યું, નિદ્રાવશમાં સ્વપંન.
કોઈક નારી મુજને લાવી છે, હિંડોળો કરીને હરણ;
એકાંતવાસમાં રાજકન્યાનું, કીધું મેં પાણિગ્રહણ.
તેના પિતાએ મુજને બાંધ્યો, હાક તે ચોદશ વાગી;
લાવ્ય ભોગળ, મારું સેનાને, સાચે તે ઊઠ્યો જાગી.
હસી ખસી ઓખા રહી અળગી, હાકી ઊઠ્યો આ શુંય;
અનિરુદ્ધ ગાભરો થઈને કહે છે, ક્યાં આવ્યો છું હુંય ?
હિંડોળો એ નિશ્ચે મારો, નોહે એ મેડી મારી;
દાસી ચાર દીસતી નથી, આ બે રાજકુમારી ?
ઓખાએ ચિત્રલેહાને પ્રેરી, તે બોલી શિર નામી;
હું તમને હરી લાવી છું, ક્રોધ ન કરશો સ્વામી.
આ બાલા છે બાણાસુરની, ઓખા છે એનું નામ;
સ્વપ્નાંતરમાં વરી ગયા છો, તમ આવે થયો વિશ્રામ.
આ નારી પ્રભુજી ! તમારી, શરમાવો તનનો તાપ;
સ્ત્રી ભરથાર બંન્યો રહો છાનાં, ન જાણે એનો બાપ.
વચન સાંભળી વિધાત્રીનાં, ચઢી અનિરુદ્ધને રીસ;
શું કરું જે ખડ્ગ નથી, નહિ તો છેદત બંન્યોનાં શીશ.
ગામ મુકાવ્યું ને ધામ મુકાવ્યું, મુકાવ્યું રે સ્વજન કુટુંબ;
કેમ વરું અસુરની કન્યા ? હું જાદવકુળનો તંન.

પરું[+] જોઈને ઓખા કહે છે, જાદવકુળ તો પવિત્ર;
વિચારીને બોલો નાથજી, જાણું પિતામહનાં ચરિત્ર.
રીંછસુતા ને કુબ્જા દાસી, તેથી હું નથી નરતી;
તાત તમારો પરણીને લાવ્યા, તે તો પ્રગટ નથી કરતી.
અનિરુદ્ધને તવ હાસ્ય આવ્યું, રીસ ગઈ ઊતરી;
અવળે મુખે શું રે બોલો છો ? જુવોને પાછાં ફરી.
એવે સમે ઋષિ નારદ આવ્યા, ઈશ્વરી ઇચ્છાય;
ગાંધર્વવિવાહ તત્ક્ષણ કીધો, પરણાવ્યાં વરકન્યાય.

વલણ

વરકન્યા પરણાવિયાં નારદ હવા અંતર્ધાન રે;
નરનારી સુખ ભોગવે, ઇંદ્ર–ઇંદ્રાણી સમાન રે.
નરનારી આનંદ ઘણો, વાધ્યો પ્રેમ અપાર રે;
વિધાત્રી તુજને નમું, મુંને મેળવ્યો ભરથાર રે.

કડવું ૨૨ મું–રાગ ચોપાઈ

શુકજી બોલ્યા પરમ વચન, સાંભળ પરીક્ષિત રાજન;
મળી બેઠી બેઉ સૈયારી, બોલી વચન કૌભાંડકુમારી. ૧
સુખ ભોગવે શ્યામા ને સ્વામી, ચિત્રલેહા કહે શિર નામી;
અન્ન બેનું આપે છે રાય, ત્રીજું માણસ કેમ સમાય ? ૨
તમે નરનારી ક્રીડા કીજે, બાઈ મુજને તો જાવા દીજે;
રડતી ઓખા તે વળતું ભાખે, બાઈ ! કેમ જીવું તુજ પાખે. ૩
તમે તાતને ઘેર ન જવાય, જો જાઓ તો વાત ચર્ચાય;
રહી એકઠાં દહાડા નિર્ગમશું, આપણે ત્રણે વહેંચી અન્ન જમશું. ૪
બાઈ રહીશ કદી હું ભૂખી, નહિ તુજને થાવા દેઉં દુઃખી;
તને આપીશ મારો ભાગ, નથી હમણાં જવાનો લાગ. ૫
દુઃખ થાશે તો દઈશું થાવા, પણ નહિ દેઉં બેનડી જાવા;
ચિત્રલેહા કહે, સુણ શાણી, રખે આંખે તું ભરતી પાણી. ૬
પ્રધાનપુત્રી કહેવાઉં છું માત્ર, હું છું બ્રહ્માણી માનવમાત્ર;
તુજ અર્થે લીધો અવતાર, માટે મેળવ્યાં સ્ત્રી–ભરથાર. ૭

+ પરું=અવળું.

એમ કહીને થઈ અદર્શન, ચિત્રલેહા ગઈ બ્રહ્મસદન;
ઓખાએ રોઈ આંખો ભરી, કંથે આસનાવાસના+ કરી. ૮
સ્વામીએ સંબોધી નારી, સુખે વિધાત્રી મેલી વિસારી;
બેઉને વિસરી વિજોગની પીડા, નરનારી કરે કામક્રીડા. ૯
આસનભેદે બંનો છે પૂરાં, નરનારી રતિજુદ્ધે શૂરાં;
બેની× છે ચડતી જોબન કાયા, પ્રીતિબંધને બાંધી માયા. ૧૦
સ્નેહઅર્ણવ ઓખા નારી, ઝીલે અનિરુદ્ધ નાથ વિહારી;
જે જે જોઈએ તે ઉપર આવે, ભક્ષ ભોજન કરે મન ભાવે. ૧૧
પહોંચ્યો ઓખાનો અભિલાષ, પછે આવ્યો વૈશાખ માસ;
જાળીએ બારીએ વાયુ વાયે, ત્યમ ત્યમ હર્ષ તે અધિક થાયે. ૧૨
આવ્યા વર્ષાકાળના દિન, ગાજે વરસે ને થાય પર્જન્ય;
થાય આકાશે વીજળી પૂરી, બોલે કોકિલા વાણી મધુરી. ૧૩
ત્યાં તો મોર-બપૈયા બોલે, મહાતપસીનાં મનડાં રોલે;
માળિયા તળે સાગર ગાજે, અંગે નવ સપ્ત શણગાર સાજે. ૧૪
તૈલમર્દન મંજન અંગે, ચર્ચે ચંદન કેસર સંગે;
નેત્રે અંજન આભરણ સાર, સુખે તાંબૂલ કેરો આહાર. ૧૫
તપે નિલવટ* ચાંદલો તેવો, ચંદ્ર શરદપૂનમના જેવો;
શિર રાખડી શોભા ઘણી, ચોટલો જાણે નાગની ફણી! ૧૬
શીશફૂલ સેંથે સિંદૂર, તેણે મોહ્યો અનિરુદ્ધ શૂર;
કાને ઝાલ અમૂલક= જોઈ, કામકુંવર રહ્યો છે મોહી. ૧૭
નાકે સોહે મોતીની વાળી, તેને અનિરુદ્ધ રહ્યો છે ન્યાળી;
નારી તારી નાસિકાનો મોર, નો'ય ભૂષણ ચિત્તનો ચોર. ૧૮
રક્ત અધર હસે મંદમંદ, નહિ હાસ્ય એ મોહનો ફંદ;
પંકજમાં મેઘબિંદુ પડતાં, મોતી મોરનાં અધરે અડતાં. ૧૯
ચપળ નેત્ર ઝીણું અંજન, જાણે જળે પડ્યાં ખંજન;÷
મોહ્યો મોહ્યો તે મુખને મોડે, મોહ્યો મોહ્યો ભ્રૂકુટિને જોડે. ૨૦

---

+ આસનાવાસના=આશ્વાસન. × બેની=બંનેની. * નિલવટ=કપાળ.
= અમૂલક=અમૂલ્ય. ÷ ખંજન=હસતાં ગાલમાં પડતો ખાડો.

મોહ્યો મોહ્યો સ્નેહને સંધે, મોહ્યો મોહ્યો હાર ગળબંધે,
મોહ્યો મોહ્યો તે હસ્તકમળે, મોહ્યો મોહ્યો ઉરગળસ્થળે. ૨૧
મોહ્યો મોહ્યો અલકાલટે, મોહ્યો મોહ્યો કેસરી કટે;
મોહ્યો મોહ્યો તે પેરણ ફાળી, મોહ્યો મોહ્યો તે ક્ષુદ્રઘંટાળી. ૨૨
મોહ્યો મોહ્યો અગરજાને બહેકે, મોહ્યો મોહ્યો ચાલને લેહેંકે;
મોહ્યો મોહ્યો ઝાંઝરને ઝમકે, મોહ્યો મોહ્યો ઘૂઘરીને ઘમકે. ૨૩
મોહ્યો મોહ્યો તે પ્રેમને પાશે, મોહ્યો મોહ્યો તે મંદમંદ હાસે;
દેખી એક સ્થંભનું ધામ, તેથી વીસર્યું દ્વારિકા ગામ. ૨૪
ઘણું ભક્ષ ભોજન પામ્યો આપ, તેણે વીસરી ગયાં માબાપ;
પામ્યો અધરામૃતનું પાન, ગયું વીસરી હરિનું ધ્યાન. ૨૫
નિરંકુશ વિષયનો સ્વાદ, તેણે વીસરી કુળમરજાદ;
ઓખા સ્નેહ તણો સાગર, તેણે વીસર્યો રત્નાકર. ૨૬
અનિરુદ્ધની ચાલ છે ગમતી, હીંડે નારી નેહથી નમતી;
મહિલા! મહિલા! એમ ઓચરતો, હીંડે નારીની પૂંઠે ફરતો. ૨૭
ઘેલો કીધો છે મૃગયાનેણી, નવ જાણે દિવસ કે રેણી;
અંગોઅંગ કામ રહ્યો રમી, ચારે નેત્ર ઝરી રહ્યો અમી. ૨૮
સ્ત્રીએ મોહિની મદિરા પાઈ, આલિંગન દે ધાઈ ધાઈ;
શુદ્ધ બુદ્ધ તો વીસરી ગઈ, એમ ચોમાસું ગયું વહી. ૨૯

વલણ

ગયું ચોમાસું વિષય રમતાં, આવ્યો આશ્વિની માસ રે;
કન્યા ટળી નારી હવી, ઓખા પામી વિલાસ રે. ૩૦

કડવું ૨૩ મું–રાગ દેશાખ

વર્ષાઋતુ વહી ગઈ રે, રમતાં રમતાં રંગવિલાસ;
સુખ પામ્યાં ઘણું રે, તવ આવ્યો કાંઈ આશ્વિન માસ. ૧
એક સમે સહી રે, શરદઋતુ સમે નર ને નાર.
માણેકઠારી પૂર્ણિમા રે, ઉત્તમ દિવસ આવ્યો સાર. ૨

ચંદ્રકિરણ ચાંદની રે, બેઠાં હિંડોળે નર ને નાર;
હાસ્યવિનોદશું રે કરતાં ક્રીડા વિવિધ પ્રકાર. ૩
રક્ષક રાયના રે, તેણે દીઠો રાજકુમાર;
કન્યારૂપ ક્યાં ગયું રે ? ઓખાજી દીસે છે હવે નાર. ૪
ચિત્રલેહા છે નહીં રે, એકલડી દીસે છે એહ;
રાતી રાતી આંખડી રે, પ્રફુલ્લિત દીસે એની દેહ. ૫
હીંડે ઉર ઢાંકતી રે, શકે થયા છે નખપાત;
અધર પર શામતા રે, છે કોઈ પુરુષદંતના ઘાત. ૬
સેવક સંચર્યા રે, કાંઈ એક દેખી મન વિચાર;
મંત્રી કૌભાંડને રે, જઈને કહ્યા સમાચાર. ૭
પ્રધાન પરવર્યો રે, જ્યાં છે અસુર કેરો નાથ;
રાયજી, સાંભળો રે, મંત્રી કહે છે જોડી હાથ. ૮



લૌકિક વારતા રે, કંઈક આપણને લાંછન;
રસના* છેદીએ રે, હું કેમ કહું કઠણ વચન ? ૯

* રસના=જીભ.

બાળકી તમ તણી રે, તે તો થઈ છે નારીરૂપ;
વારતા સાંભળી રે, આસનથી ડગિયો છે ભૂપ. ૧૦
ધ્વજા ભાંગી પડી રે, તે તો આફૂડી÷ અકસ્માત્;
બાણ કોપ્યો ઘણું રે, મંત્રી સાચી કહોને વાત. ૧૧
શિવે કહ્યું તે થયું રે, તારી ધ્વજા થાશે પતન;
ત્યારે તું જાણજે રે, કોઈ શત્રુ થયો ઉત્પન્ન. ૧૨
જાઓ મંત્રી તમે રે, જુઓ પુત્રીની શી છે પેર ?
કોઈ જાણે નહીં રે, તેમ તેડી લાવોને ઘેર. ૧૩
પરધાન પરવર્યો રે, સાથે ડાહ્યા ડાહ્યા જન;
ઓખાજીને માળિયે રે, હેઠા રહી વદે રે વચન. ૧૪
કૌભાંડ ઉચર્યો રે, ઓખાજી, દ્યોને દર્શન;
ચિત્રલેહા ક્યાં ગઈ રે ? ચાલો, તેડે છે રાજન. ૧૫
થરથર ધ્રૂજતી રે, પડી કાંઈ પેટડિયામાં ફાળ;
શું થશે, નાથજી રે ? આવી લાગી મહા જંજાળ. ૧૬
તમો રખે બોલતા રે, કંથજી દેશો મા દર્શન;
મુખ ઊડી ગયું રે, થયાં સજળ બંન્યો લોચન. ૧૭
બાળા બેબાકળી રે, કંપી કદલી સરખા ચર્ણ;
કસણ કસ્યા વિના રે, કંચુકી અવળાં છે આભ્રણ. ૧૮
બારીએ બાળકી રે, ઊભી રહી છે ત્યાં આવી;
કૌભાંડે કુંવરીને રે, અભય વચને બોલાવી. ૧૯
ચિત્રલેહા ક્યાં ગઈ રે ? તું એકલી કયમ દેખાય ?
કન્યારૂપ ક્યાં ગયું રે ? કેમ તું નારીવેશ જણાય ? ૨૦
શરીર સંકોચતી રે, કાં બેબાકળી તું બેની ?
ઘરમાં કુણ છે રે ? શીઘ્રે સાચેસાચું કે'ની. ૨૧
ગલસ્થળે કર દીસે રે, કોઈ પુરુષદંતના ઘાત;
શણગટ તાણતી રે, બોલે આખી ભાગી વાત. ૨૨

÷ આફૂડી=પોતાની મેળે

દિલ વારુ નથી રે, કીધું ચિત્રલેહાએ શયન;
તેણે હું વ્યાકુળી રે. દુઃખણી ભરું છઉં લોચન. 23
મંત્રી ઓચરે રે, બાઈ ! કાં બોલો આળપંપાળ ?
હેઠાં ઊતરો રે, નહિ તો ચઢીને જોશું માળ. 24

વલણ

માળ જોઈશું તમ તણો, ભાગશે તમારો ભાર રે;
એવું જાણી હેઠાં ઊતરો, રાય કોપ્યો છે અપાર રે. 25

કડવું ૨૪ મું–રાગ રામકલી

કન્યાએ ક્રોધ જણાવિયો હાકટ્યો પરધાન;
લંપટ બોલતાં લાજે નહીં, ઘડપણે ગઈ સાન. કન્યાએ૦ 1
પાપી પ્રાણ લેવા ક્યાંથી આવિયો ? બોલતો ક્ષુદ્ર વચન;
એવા સારુ કીધી જોઈશે, જીભલડી છેદન. કન્યાએ૦ 2
હું તો ડાહ્યો દાનવ તુંને જાણતી, ભારેખમ કૌભાંડ;
એવું આળ કોને ન ચઢાવીએ, ભાંગી પડે રે બ્રહ્માંડ. કન્યાએ૦ 3
કે'વા દેની તું મારી માતને, પછે તારી રે વાત;
હત્યા આપું હું તુજને, કરું ઝંપાપાત. કન્યાએ૦ 4
કૌભાંડ લાગ્યો કંપવા, પુત્રી પરમ પવિત્ર;
પછે કાલાવાલા માંડિયા, ન જાણ્યું સ્ત્રીનું ચરિત્ર. કન્યાએ૦ 5
બાઈ ! રાજાએ મુજને મોકલ્યો, લોકે પાડ્યો વિરોધ;
પૂછ્યા માટે શું આવડો, રંક ઉપર ક્રોધ ? કન્યાએ૦ 6
એવું કહેતાં સેવક મોકલ્યો, બાણાસુરની રે પાસ;
રાજાએ મંત્રીને કહાવિયું, ચઢી જુઓને આવાસ. કન્યાએ૦ 7
કૌભાંડ ક્રોધ કરી ગાજિયો, વજડાવ્યાં નિશાન;
માળિયેથી બંન્યો ઊતરો, બાણાસુરની આણ. કન્યાએ૦ 8
દાસને આપી આજ્ઞા, સ્થંભ કરોને છેદન;
ઓખાએ આંસુડાં ઢાળિયાં, ચંપાશે સ્વામિન. કન્યાએ૦ 9
હોંકારો અસુરનો સાંભળી, ઊભો થયો અનિરુદ્ધ;
મેઘની પેરે ગાજિયો, કાંપી નગરી રે બદ્ધ. કન્યાએ૦ 10

મંત્રી કહે, સુભટ સાંભળો, કો બોલ્યો જોદ્ધો અહીં;
આપણે નાદે હાંકી ઊઠિયો, મેઘ શબ્દથી સહીં.× કન્યાએ૦ ૧૧
ઓખાએ નાથ બાથ ઘાલિયો, શું જાઓ છો વહી ?
મરડી મરડી જાઓ જુદ્ધને, દૈવડા જાઉં કહી. કન્યાએ૦ ૧૨
આ શો ઊજમ વઢવા તણો, સામું નથી કામધામ;
દાનવને માનવ જીતે નહીં, ન હોય ઋતુસંગ્રામ. કન્યાએ૦ ૧૩
નાથ કહે, સુણો સુંદરી, વાત સઘળે રે થઈ;
હવે ચોરી શાની આપણે, બેસીએ બારીએ જઈ. કન્યાએ૦ ૧૪

વલણ

જઈ બેઠાં નરનારી બંન્યો, વાત વિપરીત કીધી રે;
છજે ભજે કામકુંવર, ઓખા ઉછંગે લીધી રે. ૧૫

કડવું ૨૫ મું–રાગ રામગ્રી

જોડી જોવા મળ્યા જોદ્ધ ટોળે જી, ઓખા લીધી અનિરુદ્ધે ખોળે જી;
કંઠે બાંહેડી ગ્રહી છે બાળાજી, દેખી કૌભાંડને પ્રગટી જ્વાળા જી. ૧

ઢાળ

જ્વાળા પ્રગટી ને ભાલ ભ્રૂકુટી, સુભટ તેડ્યા જમલા;
મંત્રી કહે, ભાઈ સબળ શોભે, જેમ હરિ ઉછંગે કમળા. ૨
લઘુરૂપ કોઈ લક્ષણવંતો, સુતાની સંગે બેઠો;
પ્રવેશ નહીં જ્યાં પવન કેરો, તો માળિયામાં કેમ પેઠો ? ૩
નિઃશંક નિર્ભય થઈને બેઠાં, નિર્લજ્જ નર ને નારી;
કુચગ્રહણ, ચુંબન કરે, કાંઈ લજ્જા ન આણે હમારી. ૪
ઓખાએ ઉત્પાત માંડિયો, ધાઈ ધાઈને દે સાંઈ;
પ્રધાન કહે, કોઈ પુરુષ મોટો, કારણ દીસે છે કાંઈ. ૫
અંબુજવરણી આંખડી, એ ભ્રૂકુટી મુગટે ચાંપી;
રોમાવળી વાંકી વળી, વઢવાને રહ્યો છે ટાંપી. ૬
માળ ઘેર્યો સુભટ સર્વે, બોલતા અતાડ.+
અહો ! વ્યભિચારી જન, ઊતર હેઠો એમ કહે કૌભાંડ. ૭

× સહીં=સિંહ. + અતાડ=મોટેથી.

અરે! અલ્પ આયુષ્યના ધણી, યમપુરીના માર્ગસ્થ;
અસુરેશ સરખો રિપુ મસ્તક, કેમ બેઠો થઈ સ્વસ્થ. ૮
બાણરાયની કિંકરી, તેની અમરે ન થાયે આળ;
તે તું રાજકન્યાની સંગે, ચઢી બેઠો કેમ માળ? ૯
સાચું કહે જેમ શીશ રહે, કુણ ન્યાત કુળ ને નામ?
જથારથ હોય તે બોલજે કેમ સેવ્યું ઓખાનું ધામ? ૧૦
અનિરુદ્ધ વળતું બોલિયો, તમે સાંભળો સુભટ માત્ર;
હું ક્ષત્રીનંદન ઇચ્છાથી આવ્યો, બાણાસુરનો જામાત્ર. ૧૧
મંત્રી કહે, અલ્યા બોલ વિચારી, ઊતરશે અભિમાન;
જામાત્ર શાનો બાળકા? કોણે આપ્યું કન્યાદાન? ૧૨
અપરાધી પ્રાણી ઊતર હેઠો, છે બાણાસુરની આણ;
આ દૈત્ય તારા પ્રાણ જ લેશે, મરણ આવ્યું તું જ જાણ. ૧૩
જીવવાનો ઉપાય નહીં, પડી જે વારે ચૂક;
હોય કેસરી તો હાંકી ઊઠે, પણ દીસે છે જંબૂક. ૧૪
બોલ બળના સાંભળી, બળે બોલ્યો કામબાળ;
બારીની ભોગળ કરમાં લીધી, ઇચ્છા કીધી, દેવા ફાળ. ૧૫

વલણ

ફાળ દેઉં ને અંત લેઉં, હોકારો જવ કીધો રે;
ઓખાએ અનિરુદ્ધને ઊંચકી ઘરમાં લીધો રે. ૧૬

કડવું ૨૬ મું–રાગ સોરઠી.

કામનીએ જ્યારે કટક÷ જ દીઠું, અને થઈ નિરાશ;
અરે દૈવ, તેં એ શું કીધું? મને હુતી મોટી આશ.
વા'લા, કેમ વઢશો રે? મારા નાંધવડીઆ+ ભરથાર. વા'લા૦ (ટેક) ૧
બોલાવી બોલે નહીં, પડી થઈ આશાભંગ;
ઉઠાડી બેઠી કરી, તેનું વદન નિહાળે કંથ. વા'લા૦ ૨
સ્વામી, તું કેમ સાંખીઓ રે? રાંકને ઘેર રતન,
ધાડે કષ્ટે હું પામી, મારો મદનમનોહર કંથ. વા'લા૦ ૩

÷ કટક=સૈન્ય. + નાંધવડીઆ=નિરાધાર.

તીવ્ર બાણ જારે* છૂટશે રે, કેમ સહેશો કોમળ શરીર ?
એવું શ્રવણે સાંભળીને, હાંકી ઊઠ્યો વીર. વા'લા૦ ૪
મારા પિતાને રે જાણ થયું છે, કટક મોકલ્યું પ્રૌઢ;
બાણાસુર નથી જાણતો, એવો કેમ થયો છે તે મૂઢ ? વા'લા૦ ૫
અરે સ્વામી, તમે ઠાલે હાથે, આયુધ નથી રે એક'
ચાર લાખ વીર પાઠવ્યા, સામા થતાં ધરો વિવેક. વા'લા૦ ૬
અબળા; તુંને શું કહું રે, તું તો થઈ રે અજાણ;
બાર÷ તણી ભોગળ કહાડીને લેઉં સર્વના પ્રાણ. વા'લા૦ ૭
ઓખા, તુંને શું કહું રે, તું તો ઘેલી નાર;
તારા બાપે વીર× મોકલ્યા, તે તો મારે લેખે ચાર. વા'લા૦ ૮
અજા તણાં તાંહ જૂથ મળિયાં, પંચાનન મળિયો એક;
તેનું પ્રાક્રમ કેટલું, તમે કહોની, વિનતા વિશેક, વા'લા૦ ૯
એમ કરતાં નહીં છૂટીએ રે, કાલાવાલા તે ફોક;
જુઓની વહાલી, હું જુદ્ધ કરું જેમ જુએ ગામના લોક. વા'લા૦ ૧૦
અનિરુદ્ધ મરડીને નીસર્યા રે, ઓખાએ સહાયો હાથ;
પ્રીતમ વઢવા નહીં દઉં, મારા મદનમનોહર નાથ. વા'લા૦ ૧૧

કડવું ૨૯ મું-રાગ મારુની દેશી

ઓખા કહે, કંથ એમ ન કીજે, બળિયાશું વઢતાં બીહીજે;
એ ઘણા, તમો એક જાતે, સેના મોકલી મારા તાતે. ૧
દૈત્યને વાહન ને તમે પાળા, નાથજી, તમે ઠાલામાલા;
એને ટોપ, કવચ ને બખ્તર, તમારે અંગે સોહે પીતાંબર. ૨
દૈત્યને સાંગ બાણ બહુ ભાલા, એ કઠણ, તમે સુંવાળા;
એ તો મહોન્મત બહુ બળિયા, તમે સુકોમળ પાતળિયા. ૩
સ્વામી, પૂછે અસુરને ભેદે, પહેલાં મસ્તક મારું છેદો.
તમને દેખીદેખીને રે મોહું, તમે જુદ્ધ કરો તે કેમ જોઉં ? ૪
ઇચ્છા અંતરની ગઈ ફીટી, દૈત્યે માળિયું લીધું રે વીંટી;
પ્રભુ પ્રાણ કંપે છે મારા, મૂવા દૈત્ય કરે છે હોંકારા. ૫

* જારે=જ્યારે. ÷ બાર=બારણાં. × વીર=યોદ્ધા,

ઘણું ક્રોધી વિરોધી છે બાણ, હાંકે ઇંદ્રનું જાયે ઓસાન;+
જક્ત* ભય પામે બાણની હાકે, બાણે પૃથ્વી ચઢાવી ચાકે. ૬
જેને નાદે મેરુ હાલે, ચક્રવર્તી સાથે નહીં ચાલે;
ક્ષત્રી સાથ રહે સર્વે બીહીતો, નાથજી, તમે કઈ પેરે જીતો? ૭
મંત્રી દાંત રહ્યો છે કરડી, શું જુઓ છો મૂછ રે મરડી?
માટે પહેલાં તે મુજને મારો, પછે નાથજી, રણમાં પધારો. ૮
શશી સૂર્યવંશી નૃપ જેહ, તેની થરથર ધ્રૂજે દેહ;
પ્રધાન ક્રોધી પાવકની જ્વાળ, તેથી વિશેષ બાળ ભૂપાળ. ૯
એમ કહી ભરતી લોચન, દેખી વારે છે સ્વામિન્;
કંથ કહે, ન કરું સંગ્રામ, તો નાસી જવાનો કુણ ઠામ? ૧૦
અંત્યે જીવતાં છૂટશું નહીં, કાં ન મરીએ સામા થઈ?
નથી ઊગરવાનો ઉપાય, માટે ભય પામે શું થાય? ૧૧
નાઠે લાંછન લાગે કુળમાં, પ્રતિષ્ઠા જાયે એક પળમાં;
મૌઅર× બોલે ને મણિધર ડોલે, ન ડોલે તો સર્પને તોલે. ૧૨
ઘન ગાજે કેસરી દે ફાળ, ન ઊછળે તો જાણવો શિયાળ;
ક્ષત્રી નાસે દેખીને દળ, ન હોય પુરુષ જાણવો વ્યંડળ. ૧૩
હાંક્યો વાઘ ન માંડે કાન, શાર્દૂલ નહીં જાણવો શ્વાન;
ઘરમાં ગોઝારો રહે પેસી, યુદ્ધે ચરણવહોણો રહે બેસી. ૧૪
એમ કહીને ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ન ભોગળ લીધી;
અસુરસેના પર કોપિયો, છજે થકી ઠેકીને પડિયો. ૧૫
જેમ ગ્રાસ પેસે બહુ જળમાં, તેમ અનિરુદ્ધ પેઠો દળમાં;
જેમ ઇંદુ પેસે વાદળમાં, તેમ અનિરુદ્ધ ધાયો બળમાં. ૧૬
દૈત્યને આવ્યો મૃત્યુનો દહાડો, ગાજ્યો અનિરુદ્ધ ઘન અખાડો;
પડતામાં બહુ પડતાળ્યા, ભોગળપ્રહારે ધરણીએ ઢાળ્યા. ૧૭
કૌભાંડે સેનાને પ્રેરી, જાદવ જોદ્ધો લીધો ઘેરી;
ગજજૂથમાં લઘુ કેસરી, બહુ વીંટી વળ્યા છે વેરી. ૧૮

---

+ ઓસાન=ઇંદ્રાસન. * જક્ત=જગત. × મૌઅર=મોરલી.

ચંદનને બાવળિયે ઝીંટી, અસુરે અનિરુદ્ધને લીધો વીંટી;
દાનવ કહે માનવ શૂંય, અમે સિંહમાં મૃગબાળ તૂંય. ૧૯
મુગટ મંત્રીને ચરણે ધરે, તો તો મૃત્યુ થકી ઉગરે;
મંત્રીવાયક એવાં સાંભળી, ધાયો અનિરુદ્ધ બહુ ઊકળી. ૨૦



નાખે દૈત્ય ભારી મુદ્‌ગલ, તેમ અનિરુદ્ધ ભુજભોગળ;
વીશ સહસ્ર અસુર ત્યાં તૂટ્યા, એકીવારે શર બહુ છૂટ્યાં. ૨૧
આયુધધારા રહી છે વરસી, પડે પરીઘ, પટ્ટી ને ફરસી;
દાનવ ધાયા છે ટોળેટોળાં, વરસે ભિંડીમાળ ને ગોળા. ૨૨
થાય દુંદુભિના ગડગડાટ, થાય ખાંડા તણા ખડખડાટ;
હાંક્યા હસ્તી દે હલકાર, થાય ખડ્‌ગ તણા ચળકરા. ૨૩

મંત્ર અગ્નિના ધુધવાટ, બોલે બાણ તણા સુસવાટ;
રથ ચક્ર ગાજે ગગડાટ, હોય હય તણા હણહણાટ.
છૂટે બાણો સણસણાટ, થાય ગગને ધજા ફડફડાટ;
દેખી દોહેલો નાથનો ઘાટ, થાય ઓખાને ઉચાટ.
દાનવનો વાળ્યો દાટ, અનિરુદ્ધ મુકામે વાટ;
કોઈને ઝીક્યા ઝાલીને કેશે, કોઈને ઉડાડ્યા પગની ઠેશે.
કોઈને હણ્યા ભોગળને ભડાકે, કોનાં મુખ ભાગ્યાં લપડાકે;
કોઈ અધસરતા× કોઈ પૂરા, એમ સેના કરી ચકચૂરા.
તે રણ ભયાનક ભાસે, બળ દેખીને ઓખા ઉલ્લાસે;
મેં તો આવડું નહોતું જાણ્યું, ચિત્રલેહાએ રત્ન જ આણ્યું.
શોણિતસ્પર્શ થયો છે ડીલે, નાથજી રણ રુધિર ઝીલે;
ભડ ગાજ્યો ને પડયું ભંગાણ, નાઠો કૌભાંડ લઈ ને પ્રાણ.
હવું બાણાસુરને જાણ, એક પુરુષે વાળ્યો ઘાણ;
અસુરેશને ચઢિયો કોપ, સજ્યાં કવચ આયુધ ને ટોપ.
સર્વે સૈન્ય તે તત્પર કીધું, ચઢ્યો રાય દદામું÷ દીધું;
પ્રલય અગ્નિ જેવો જાજ્વલ્ય, બાણરૂપ થયું મહતુલ્ય.
ચઢ્યો રાય ક્રોધે ગડગડિયો, જાણ્યું ઓખાએ રણ તાત ચઢિયો;
સૈન્યના લોક આગળ ચાલ્યા, કરમાં બહુ ભાલા ઝાલ્યા;
વાગી હાક ને ચઢિયો બાણ, તે તો થયું ઓખાને જાણ.

વલણ

જાણ થયું જે તાત ચઢિયો, કુણ જીતશે સહસ્ત્ર હાથ રે;
આંસુડાં ભરતી ને શોક ધરતી, ઓખા સાદ કરતી નાથ રે.

કડવું ૨૮ મું–રાગ મારુ

મારા સ્વામીજી ચતુરસુજાણ, બાણદળ આવ્યું રે જાદવજી;
દીસે સૈન્ય તે ચારે રે પાસે, હવે શું થાશે રે જાદવજી.
એ બળિયા સાથે બાથ, નાથ કેમ ભીડો રે જાદવજી;
હું કહું છું તમારી દાસી, નાસીને હીંડો રે જાદવજી.

× અધસરતા=નીચે પડતા. ÷ દદામું=દુંદુભિ.

આ દાળ આવ્યું બળવંત, દીસે રીસે રાતા રે જાદવજી;
એકલડા, અસુરને મુખે, રખે તમે જાતા રે જાદવજી. ૩
આ ગજ આવે બળવંત, દંત કેમ સહેશો રે જાદવજી;
અસુર અર્ણવ ધાયા, તણાયા જાશો રે જાદવજી. ૪
એવું જાણીને ઓસરિયે, ન કરિયે ક્રોધ રે જાદવજી;
એકલડાને આશરો શાનો ? માનો પ્રતિબોધ રે જાદવજી. ૫
ધીરા થાઓ, ને ધાઓ, વઢો તો ફાંસું રે જાદવજી;
મારી જમણી ફરકે છે આંખ રે, વરસે આંસુ રે જાદવજી. ૬
મને દિવસ લાગે છે ઝાંખો, નાખોને ભોગળ રે જાદવજી;
તે તો ન સમજે સમજાવ્યું, આવ્યું એ દળ રે જાદવજી. ૭
તમે મુજ દેહડીના હંસ, મૂકોને જુદ્ધ રે જાદવજી;
પાછા વળોજી લાગું પાય, માનો મારી બુદ્ધ રે જાદવજી. ૮
ઘેલી દીસે ઘરુણી, તરુણી તારી ટેવ રે રાણીજી;
અમો બાણ થકી નહિ ઓસરશું, કરશું સેવ રે રાણીજી. ૯
અનિરુદ્ધ જો રણથી ભાજે, લાજે શ્રી ગોપાળ રે રાણીજી;
આઠે અર્થ ન એકે સીઝે, શી કીજે ચાલ રે રાણીજી. ૧૦

વલણ

ચાલ શી કીજે અંત આવ્યો, ઉગારશે મોરાર રે;
ધર્યો નાથ ને હાથ ઘસિયા, રોવા લાગી નાર રે. ૧૧

કડવું ૨૯ મું—રાગ મેવાડો

ઓખા કરતી તે કંથને સાદ, હો રે હઠીલા રાણા;
એ શા સારુ ઉન્માદ ? હો રે હઠીલા રાણા.
હું તો લાગું તમારે પાય, હો રે હઠીલા રાણા;
આવી બેસો તે માળિયા માંહ્ય, હો રે હઠીલા રાણા. ૧
હું તો બાણને કરું પ્રણામ, હો રે હઠીલા રાણા;
છે કાલાવાલાનું કામ, હો રે હઠીલા રાણા.
એ તો બળિયા સાથે બાથ, હો રે હઠીલા રાણા;
તે તો જોઈને ભરિયે નાથ, હો રે હઠીલા રાણા. ૨

એ તો તરવું છે સાગરનીર, હો રે હઠીલા રાણા;
બળે ન પામીએ પેલું તીર, હો રે હઠીલા રાણા.
અનેકમાં એક કોણ માત્ર ? હો રે હઠીલા રાણા;
સામા મળ્યા છે કુપાત્ર, હો રે હઠીલા રાણા. ૩
મને થાય છે માનશુકન, હો રે હઠીલા રાણા;
મારું જમણું ફરકે લોચન, હો રે હઠીલા રાણા.
મારો તૂટ્યો મોતીનો હાર, હો રે હઠીલા રાણા;
ડાબે નેત્રે વહે જળધાર, હો રે હઠીલા રાણા. ૪
દીસે નગરી તે ઉજ્જડ રાન, હો રે હઠીલા રાણા;
દીસે ગગને ઝાંખો ભાણ, હો રે હઠીલા રાણા.
રૂવે શ્વાન, વાયસ ને ગાય, હો રે હઠીલા રાણા;
એવા માઠા શુકન થાય, હો રે હઠીલા રાણા. ૫
હું તો ધ્રૂજતી દેખું ધરણ, હો રે હઠીલા રાણા;
એ તો સાગર શોણિત વેણ, હો રે હઠીલા રાણા.
આવ્યા અગણિત અસ્વાર, હો રે હઠીલા રાણા;
અહીં થાય છે હાહાકાર, હો રે હઠીલા રાણા. ૬
એ દુંદુભિએ વાળિયો ધાય, હો રે હઠીલા રાણા;
એ તે સૈન્ય તમ પર ધાય, હો રે હઠીલા રાણા.
આ આવ્યું દળ–વાદળ, હો રે હઠીલા રાણા;
એ ઝળકે ભાલાનાં ફળ, હો રે હઠીલા રાણા. ૭
પાખર બખ્તર પહેર્યાં ટોપ, હો રે હઠીલા રાણા;
દૈત્ય ભરાયા આવે કોપ, હો રે હઠીલા રાણા.
એ વાજે ઘૂઘરમાળ, હો રે હઠીલા રાણા;
અશ્વ દેતા આવે ફાળ, હો રે હઠીલા રાણા. ૮
એ તો શૂરવીર મહાકાળ, હો રે હઠીલા રાણા;
પડે પેટડિયામાં ફાળ, હો રે હઠીલા રાણા.
નાથ જુઓ વિચારી મન, હો રે હઠીલા રાણા;
જુદ્ધ રહેવા દ્યો રાજન, હો રે હઠીલા રાણા. ૯

જો લોપો મારી વાણ, હો રે હઠીલા રાણા;
તમને પિતામહની આણ, હો રે હઠીલા રાણા.
આવ્યો બાણ તે પ્રલયકાળ, હો રે હઠીલા રાણા;
મેઘાડંબર છત્ર વિશાલ, હો રે હઠીલા રાણા. ૧૦

વલણ

મેઘાડંબર છત્ર બિરાજે, ઊલટી નગરી બદ્ધ રે;
અગણિત અસ્વાર આવિયા, તેણે વીંટી લીધો અનિરુદ્ધ રે. ૧૧

કડવું ૩૦ મું—રાગ સામેરી

આવી સેના અસુરની, અનિરુદ્ધ લીધો ઘેરી;
કામકુંવરને મધ્યે આણી, વીંટી લીધો ચોફેરી. ૧
અમર કહે શું નીપજશે, ઇચ્છા તે પરમેશ્વરી;
રિપુગજના યૂથમાં, અનિરુદ્ધ લઘુ કેસરી. ૨
બાણરાયને શું કરે? ભોગળ લીધી ફેકટ;
વેરી વાયસ કોટી મળ્યો, ત્યાં કેમ જીવે પોપટ? ૩
બાણાસુરે સુભટ વાર્યા, કોઈ ન કરશો ઘાત;
છે વીર થોડી વય તણો, હું પૂછું એને વાત. ૪
માળિયેથી ઓખા નીરખે, રુદન મૂક્યું છોડી;
ઓ જીવન પૂંઠે યોદ્ધા ઊભા, રહ્યા બેઉ કર જોડી. ૫
બળવંત બહેકે અતિ ઘણું, સેના છે બિહામણી;
ઓ પવનવેગી પાખરા, હય આવ્યા તે હણહણી. ૬
ઓ સુભટે ભાથા ભીડિયા, હીંડિયા સ્વામી ભણી;
ઓ ખડ્ગ ખેડાં ઝળકતાં, ચળકતાં ભાલાંની અણી. ૭
ઓ ગજ આવ્યા સામટા, હય હીસંતા હણહણી;
ટોપટોડર પહેર્યાં બખ્તર, છે સેના બિહામણી. ૮
આ દળ બળતું કેમ સહેશો, સ્વામી સુકોમળ?
પ્રાણનાથ પીડશે પ્રગટ્યાં, તે કર્મનાં ફળ. ૯
દૈવના દીધા દૈત્યને, દયા નહીં લવલેશ;
લઘુવયમાં છો કંથજી, નથી આવ્યા મૂછે કેશ. ૧૦

ચાર દિવસનું ચાંદરણું, સુખડું ગયું તે વહી;
પાપી પીડે છે પ્રભુને, કરમડા જાઉં ક્યહીં. 11
કંથજી મારો એકલો, વીંટી વળ્યા અસુર;
એવું જાણીને સહાય કરજો, શામળિયા શ્વશુર. 12
કષ્ટનિવારણ કૃષ્ણજી, હું થઈ તમારી વધૂ;
જો આશા અમારી ભાંગશો, લાજશે જદુકુલ બધું. 13
પ્રજા પ્રતિપાલન કરો છો, પનોતા શ્રીમુરારી;
સંભાળ સર્વની કીજીએ, ન મૂકીએ વિસારી. 14
અમને આશા તમ તણી છે, અમો તમારાં છોરું;
લાજ લાગે વૃદ્ધને, કોઈ કહેશે કાળું ગોરું. 15
એવું જાણી આવજો, છો દામોદરજી દક્ષ;
પક્ષી પલાણો પ્રભુજી, પુત્રની કરવા પક્ષ. 16
ભગવંત ભજતી ભામની, ભરથાર રિપુદલ મધ્ય;
કોઈ કહે પિતા બાણને, એ બાળક ને તું વૃદ્ધ. 17
ગદ્‌ગદ કંઠે ગોરડી, ગતિભંગ જાણે ઘેલી;
એવું ઇચ્છું છું જે પ્રાણ જ કાઢું, મરું તે સંગ્રામ પહેલી. 18
મુખ વક્ર બિહામણાં છે, મૂછ મોટી મોટી;
એવા અસુર આવી મળ્યા, સંખ્યા થઈ સપ્ત કોટિ. 19
દળવાદળ સૈન્ય ઊલટ્યું, મધ્ય આણ્યો અનિરુદ્ધ;
વીર વીંટ્યો વેરીએ, જેમ મક્ષિકાએ મધ. 20
ધનુષ ધરિયાં પાંચસેં, બાણે ચઢાવ્યાં બાણ;
રાગ મારુ ગાય ગુણીજન, ગડગડિયાં નિશાન. 21
ગગને આભ જ ઢાંકિયો, શોભિયો જેમ ઇંદુ;
ઉપમા તે ઉડુગણ તણી, લલાટે સ્વેદનાં બિંદુ. 22
લઘુ કુંજરની સૂંઢ સરખા, શોભીતા બે ભુજ;
શરાસન સરીખી ભ્રૂકુટી ને, નેત્ર બે અંબુજ. 23

તૃણ માત્ર ત્રેવડતો નથી,× બાણને તે મહાબાહુ;
અસુર હાથે શોભિયો, જેમ ચંદ્રમા ને રાહુ. ૨૪
જાદવે જોયું વક્ર દૃષ્ટે, રાતાં કીધાં ચક્ષ;
વપુ શોભે ભુજ ફૂલ્યું, જેમ અરણ્યનું વૃક્ષ. ૨૫
આ સમે જો હોત કુહાડો, અથવા ભોગળે ધાર;
અસુરને હળવે કરત, ઉતારત ભુજનો ભાર. ૨૬
શું વસ્યું બાણનું દિલ છે, તેમાં વસે સર્પનો સાથ;
પંડમાં પૂર્વજ રહ્યા, પિંડ લેવા કાઢે હાથ. ૨૭
કાષ્ટના કે લાખના, શું મીણના ચોહોડ્યા કર;
અથવા કોઈ પક્ષી દીસે છે, વિફરાવ્યા છે પર? ૨૮
તવ હાસ્ય આવ્યું બાણને, બાળક કેવળ બાળ;
કૌભાંડ કહે, અજ્ઞાન નથી, રાય, તમને દે છે ગાળ. ૨૯
બળીસુત અંતર બળિયો, બોલ્યો બાળક બળવાન;
શું કરું જે લાંછન લાગે, નહીં તો દેત કન્યાદાન. ૩૦
સુભટ નિકટ રાય સર્વે બોલિયા બહુ ગર્વે;
નિપટ લંપટ નથી બીતો, ધાયા હણવા સર્વે. ૩૧
કુળલજામણો કુણ છે, તસ્કર નર નિર્લજ્જ;
અપરાધ કરી કેમ ઊગરશે, સિંહના મુખથી અજ? ૩૨
ગમ નહિં અમરને, તો કેમ આવતાં ફાવ્યું?
અજ્ઞાને આવી ચડ્યો, કે ભૂતે મનડું ભમાવ્યું? ૩૩
શક્રે સ્વર્ગથી નાંખિયો, કાંઈ કારણ સરખું ભાસે;
સાચું કહીશ તો નહિ હણું, બાળ, રહેજે વિશ્વાસે. ૩૪
કોણ કુળમાં અવતર્યો? કોણ માત, તાત ને ગામ?
અનિરુદ્ધ કહે, વિહીવા મળ્યો, હવે ન્યાતકુળનું શું કામ? ૩૫
પિતુ પિતામહ માહરા, તે પ્રસિદ્ધ છે સંસાર;
ચોરી છત્રપતિની કરી, તું ચતુર હોય તો વિચાર. ૩૬

× ત્રેવડતો નથી=ગણકારતો નથી.

જાદવકુળ છે મુજ તણું, મુજ નામ છે અનિરુદ્ધ;
જો છેડશો તો સમુદ્ર માંહી, નાખીશ, નગરી બદ્ધ. ૩૭

બાણ સામું જોઈને, કૌભાંડ વળતું ભાખે;
ચોરી કરી કન્યા વરે, કુણ વિના જાદવ ભાખે ? ૩૮

પૌત્ર જાણી કૃષ્ણનો, બાણે તે ઘસિયા કર;
નીચ વરે કન્યા વરી, કરમડા, એઠું ઘર. ૩૯

રીસે તે અંતર પરજળ્યો, ધનુષ ધરિયાં બાણ;
મંત્રીને મહારાજ કહે છે, જોદ્ધો મોટો જાણ. ૪૦

હાંકીને અનિરુદ્ધ વકાર્યો, થયો તે દારુણ શોર;
ઓખા નેત્રે નીર ભરે જે, કંથને પહોંચે જોર. ૪૧

અસુર બળિયા પ્રાક્રમી, ઊછળતા દે ફાળ;
દશે દિશાથી વછૂટયા, કહે ન જાય જીવતો બાળ. ૪૨

પરિઘ પટ્ટી ગુરજ ગદા, ત્રિશૂલ ને તોમર;
મોગરી મુસળ સરસ કાંતી, ઢાંકી લીધો કુંવર. ૪૩

અંધકાર માયા આસુરી, વરસે શલ્યાશિખર;
પડે હય હસ્તી ને ચંમર, વહે માંસ ને રુધિર. ૪૪

હય ગજ રથ લથબથ અટકે, લટકે છે વાહન;
દુંદુભિ ગડગડે ખેડાં[×] ખડખડે, રણમાં પડ્યા બહુજન. ૪૫

સાંગ સળકે ખડ્ગ ચળકે, ઝળકે ભાલાની અણી,
રિપુલાખની લાખમાં, અનિરુદ્ધ જડિયો છે મણી. ૪૬

ફેરવી ભોગળ બળ કરી, રિપુદલ દળ્યું જદુજોદ્ધ;[+]
તાડ્યા પછાડ્યા આડા પડ્યા, કરી કામકુંવરે ક્રોધ. ૪૭

અંગ રાતાં શીશ ફાટયાં, શૂરા ધરણીએ પાડ્યા;
પલવટ વાળી પ્રાક્રમી, બહુ જોદ્ધાને નસાડ્યા. ૪૮

ભુજ વિષે ભોગળ ધરી, દેતો અનિરુદ્ધ માર;
હય ગજ રથ પાળા સર્વ નાઠા, હવો તો હાહાકાર: ૪૯

---

× ખેડાં=ખડગ, તલવાર + જદુજોદ્ધ=યદુકુળનો યોદ્ધો=અનિરુદ્ધ.

